# વ્હેમનો વિનાશ

અને

# સત્યનો ઉદય.

ભાગ ૧ લો.

કર્તા.

મંગળજી હરજીવન ચીતળીયા.

ॐ

" अ, सि, आ, ऊ, साय, नमः "

શ્રી

# વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય

ભાગ ૧ લો.

લેખક અને પ્રકાશક,

મંગળજી હરજીવન ચીતલીયા. રે. રાજકોટ.

—હાલ માંગરોળ બંદર.

( સત્યપ્રકાશ, રાગદ્વેષનાં યજ્ઞકુંડમાં ભારતી સંતાનોનું બળીદાન, ઇત્યાદિના કર્તા. )

વીર સાં. ૨૪૪૭. વિક્રમ સાં. ૧૯૭૭.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

અમદાવાદ—શ્રી ' સત્યવિજય ' પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

કિં. ૧-૦-૦

# અર્પણ પત્રીકા.

---

માંગરોળ સ્થાનકવાસી શ્રી જૈન સંઘનાં મહુંમ લીડર

## શે. સા. વલભજી અમરચંદ.

મુ. માંગરોળ બંદર

આપ પારમાર્થિક વૃત્તિને અનુસરી ઉપયોગી જીવન ગાળવા માટે અહર્નિશ કટીબદ્ધ રહેતા; બાહ્ય આડંબરને ન ઇચ્છતા ધર્મ પ્રેમી બની સાહિત્ય ક્ષેત્રમાં લક્ષ્મી બીજનું યથાયોગ્ય વાવેતર કરવા માટે ઉત્સુક રહેતા; અને ધૈર્ય તથા ગાંભિર્યતા વડે જીવન પર્યંત શ્રી સંઘની કિંમતી સેવા બજાવી તેમનાં અભ્યુદય માટે તત્પર રહેતાં તેથી આકર્ષાઇ આ ઉપયોગી ગ્રંથ ખાસ કરીને મારા પર થએલા આપનાં અત્યંત ઉપકારોનાં પ્રતિધ્વનિ રૂપે હું આપનાં સત્ ચિદાનંદ સ્વરૂપી આત્માને અર્પિ કૃતાર્થ થાઉછું.

લી. હું છું આપનાં અમર આત્માનો શાન્તિ ઇચ્છક;

મંગળજી હરજીવન ચીતલીયા.

# સાહિત્ય પ્રેમીઓને ખુશખબર.

અત્યારે સત્ય તત્વ અને સત્ય જ્ઞાનનો ઉભય સંયોગ કોઇ વિશુદ્ધ પ્રણામી જીવને અનાદિ અખંડ સ્વરૂપે વિશ્વ તળમાં વારી પ્રવાહ રૂપે વિધુત ચમત્કાર જેવો ભાસમાન થાય છે; પરંતુ જ્યારે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે ઉપરોક્ત ઉભય સંયોગ વચ્ચે ભિન્નતા નામની રાક્ષસી પ્રવેશ કરે છે. આથી પરિણામે સત્ય વસ્તુની અવનતિને નિહાળવાનો દુઃપ્રસંગ આવી મળે છે જેને લઇ અજ્ઞાન જીવો ધર્મ અને ગુરૂની તારક સંજ્ઞામાં સ્વ આત્મ શક્તિને ભસ્મિભુત કરે છે. આવા ભદ્રિક જીવોને સત્યની પીછાન કરાવવા માટે—

**" રાગદ્વેષનાં યજ્ઞ કુંડમાં ભારતી સંતાનોનું બળીદાન. "**

એ નામનું ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે હિંદુ મુસલમાન દરેક લાભ લઇ શકે તેની ખાતર કિંમત માત્ર નામનીજ રાખી છે. કિં. ૦–૩–૦ સો પ્રતના રૂ. ૧૭) સત્તર.

જીવનની ઉપયોગ્યતા માટે '**સત્યપ્રકાશ ભા. ૧–૨**' જરૂર વાંચો. કિં. દરેક ભાગના આઠ આઠ આના પાક પુંઠું.

દરેક જૈન વ્યક્તિઓને અને બાળ વિદ્યાર્થિઓને ઉચ્ચ સંસ્કારી બનાવી કર્તવ્ય સૂચક માર્ગનું પ્રતિપાદન કરાવવા માટેની કિંચીત માત્ર પણ જીજ્ઞાસા ઉદ્ભવતી હોય તો અમારૂં લખેલ 'સામાયિક વ્રત અર્થ તથા સંવાદો સહિત' આવૃતિ બીજી કિ. ૦–૧–૦ અને 'પ્રતિક્રમણ અર્થ તથા સંવાદો સહિત' આવૃતિ ત્રીજી કિં ૦–૬–૦ જરૂર મંગાવો. ઉક્ત સામાયિક સો પ્રતનાં રૂા. ૬) અને ઉક્ત પ્રતિક્રમણ સો પ્રતના રૂ. ૨૫) પચીસ.

લખો.

**મંગળજી હરજીવન ચીતળીયા.**

માંગરોળ બંદર—**કાઠીયાવાડ.**

# પ્રસ્તાવના.

ઘરનાં ખુણે વિચાર દષ્ટિની આંખો બંધ કરી બેસી રહેવાથી, આપણી આસપાસ બનતા અનેક વિધ બનાવો ના નિજ કારણ—ઉપાદાન અને નીમિત્ત કારણો સ્યા સ્યા છે; એ આપણી પ્રજ્ઞાચક્ષુને કોઇપણ વખતે ઓળખવામાં ન આવે તો, એ, સદંતર સંભવિત છે. પરંતુ જ્ઞાનદૃષ્ટિથી સમકાલીન બનતા સંયોગો, બનવાના કારણોનું અવલોકન સ્થિર, શાંત, પણ વિવેકથી કરવામાં આવે તો એમ તત્કાળ સમજાય તો ખરૂં કે એ " આ સંયોગ આ નિમીત ને આધીન છે. " જો આટલું લક્ષમાં ઉતરે તો તે સંયોગો નું પ્રથકકરણ કરી, તેમાં રહેલ સ્થૂલ કે સૂક્ષ્મ રજ કે કંટક બહુ સરળતાથી નિવારી શકાય. અથવા તેવા તેવા પ્રયત્નો શક્તિ, સમજ, અને સાધનોનાં પ્રમાણમાં સેવી શકાય. આથી લાભ એ થાય કે આપણે જ્યાં અને જેટલામાં રહીએ છીએ ત્યાં અને તેટલામાં કાંટાળા વિષવૃક્ષોની પાસે જઇએ નહિં, જવા દઇએ નહિ, બેસીએ નહિ. આપણા તથા આપણી સાથેનાઓ પર તેની અસર સીધી કે આડકતરી રીતે થવા દઇએ નહિં; અને કદી સદરહુ વિષવૃક્ષનો નાશ કરી આપણી અને આપણાં આત્મબંધુઓની પ્રાણ હાની થતી અટકાવી શકીએ તો, એ કંઇ સામાન્ય પુણ્યનું કામ ન ગણાય !

આપણી વિચાર રાશીને પૂર્વનાં કે વર્તમાન સમયનાં સદ્સદ્ વિવેક બુદ્ધિથી, વિચારનારા મહાશયોનાં વિચાર પૂંજનો ખોરાક આપી પોષીએ, અને તે સાથે દેશ કાળાનુસાર આપણી સત્વગુણ પ્રધાન વિચાર શક્તિને જોડીએ તો; આપણે જે 'જગત'માં રહીએ છીએ, અથવા જે આપણું જગત્' છે તેમાં વસનારા અનેક પુણ્ય-

બળનાં સાથી આત્માઓ ને પોતાનું પુણ્ય બળ ઉત્તરોત્તર ક્ષીણ ન થાય એ માટે કાંઇપણ સાધન સૂઝી શકે તેમ છે ? જો, એનો જવાબ હકારમાં હોય તો વિચાર, વાણી, અને વર્તનની એકાગ્રતા સિવાય બીજો કયો જવાબ પુરતો ગણી શકાય ? અર્થાંત કોઇજ નહિં. બાલ્યાવસ્થામાં અનેક અગવડો અને દુઃખોમાં જે મસ્તિ હતી, આનંદ હતો, અને શાંતિ હતી તે મસ્તિ, આનંદ, અને શાંતિ ઉમરની. વૃદ્ધિએ સતાંશાં કે લક્ષાંશમે ભાગે નથી રહેતી તેનું શું કારણ ? એવો શ્વાલ, હૃદયનાં દેવને કરવામાં આવે તો જવાબ તુર્ત મળે કે

બાળકાળમાં ને બાળ સ્વભાવમાં અકૃત્રિમ અંતઃકરણ હતું, અર્થાંત તેમાં નિર્દોષતા હતી, અને સર્વ પદાર્થોમાં કોઇના પર આશક્તિ કે મોહ ન હતા. પછી જેમ જેમ માવિત્રોનાં, દેશકાળના, અને કૌટુંબીક વિગેરનાં સહવાસોમાં અવાયું, તેમ તેમ તે લોકોની પણ જાણમાં ન હોય તેવી રીતે, કરોળીયો જાળને ગુંથે ને તે જાળમાં પોતે સપડાય તેમ, વિચાર વિકૃતિનો પાસ રચી પૂર્વજન્મનાં લાવેલા સંસ્કારો જાગ્રત ન થવા પામે એવી સ્થિતિમાં હડસેલી મૂક્યા છે. તેઓનાં સહવાસે આપણને આવા કારણથી પોતાના વિચારનાં આવેસો અનુસાર કંઇપણ ઉહાપોહ કર્યા વગર, અંધઆરસી ન્યાયે બને તેમ બનવા પામે છે. પ્રાયે કરીને જેનાં માવિત્રો, શિક્ષકો, ગુરૂઓ, અને સહવાસીઓ જેવા વિચારના કે આચારનાં હોય તેવાજ તેના રૂઢીબદ્ધ સંસ્કારોથી રૂઢ પ્રજા ઉત્પન્ન થાય છે. યાને તેવું 'નેશન' ઘડાય છે; અને પરિણમે છે. આથી માતાનાં ઉદરનાં અમુક મહીનાઓ અને જગતની હવા નાં થોડાં વર્ષોમાં, જે વિચાર વર્તનાદિની એકતા હતી; તેનો લય થઈ વિચારમાં અવિશ્વાસ, અજ્ઞાન, રૂઢ સંસ્કાર, સૂન્યતા, મોહા-

વેશ, વિકારોની ઉત્પાત્ત, અને વ્હેમ વિગેરે અનુભવાયા છે. વાણીમાં જુઠાણું, કપટજાળ, સદોષતા, દંભ, અને ગાલીપ્રદાનાદિ જોવાયા છે. વર્તનમાં મમત્વ, નાસ, ભ્રષ્ટતા, અનાચાર, અને અત્યાચાર વિગેરે ખ્યાલમાં આવી શકે છે. અર્થાત વાણી વિચાર અને વર્તન, સત્વગુણ પ્રધાનને બદલે તમોગુણ પ્રધાન બને છે; અને પોતાનાં હાથે કંટક વિષવૃક્ષો રોપે છે, ઉછેરે છે, પોષે છે, અને ફળો આશ્વાદે છે. પછી કચવાટ તથા અનાદાર પણું ઉત્પન્ન કરે છે, અને તેનાં દોષ દાતા બીજાને માને છે અને બનાવવા તૈયાર થાય છે.

પ્રત્યેક બનાવ અને પ્રસંગો ગમે તેવા બને પણ જો તે બનાવ અને પ્રસંગમાંથી જેમ માટીમાં વિટાયલા સુવર્ણને નિર્દોષ કરી— સોનાને ગ્રહણ કરવામાં આવે છે અને તેની કિંમત સમજવામાં આવે છે; તેમ જરા તટસ્થ અને સમતોલપણું જાળવીને પ્રત્યેક સમયે તે પ્રમાણે મનુષ્ય જીવનને ઉચ્ચ બનાવવામાં આવે તો ક્ષુદ્રપણું સ્વતઃ નાશ પામી જાય. અને તે સાથે ' ભૂતાવળ ' અને તેનો ભય વિગેરે તો રહેજ કયાંથી ? આપણે બીજાને દુઃખ આપી દુઃખી કરી અનેક રીતે સતાવી આનંદ માનીયે તથા માનવા ઇચ્છીએ તો શું કર્મ કે કુદરતનો વિશ્વમાં એવો આંધળો કાયદો છે કે; આપણે તેની જરાબી શિક્ષા ભોગવ્યા વગર તેનાથી છટકી શકીયે ? કદિજ નહિં. પણ એવું ઇચ્છીએ તો ખરા કે હું, બીજાને ગમે તેવા દુઃખી કરૂં અને તેઓ દુઃખી થાય; પણ હું તો હમેશા સુખમાં જ રહું અને સુખ જ ઇચ્છું. એમાં એકાંત સ્વાર્થ દ્રષ્ટિ અને વૃતિથી માનવા તથા મનાવવા પ્રયત્નો તો ઓછા નથી કરવામાં આવતા પણ બીજાને આપેલું દુઃખ, એજ આપણું દુ;ખ, અને બીજાને આપેલું સુખ એજ આપણું સુખ;

જો આવી ધારણાં શુદ્ધ હૃદયની હોય તો આપણને કોઇ નડતું નથી, તેમ કોઇ ભુતાદિકના પરાભવો થવાનાં નથી, તેમ થશે પણ નહિ, અને છે પણ નહિં.

આધુનિક સમય પરત્વે મુખ્યત્વે કરીને ભારત પ્રદેશ ભિન્ન ભિન્ન પ્રકારનાં વ્હેમોથી એવો તો જકડાઇ રહ્યો છે કે સત્ય તત્વનાં અભેદ સ્વરૂપને પહોંચી વળવા માટે તેને અનેક મુશ્કેલીયો સહન કરવી પડે છે. સેજ જરા માથું દુઃખવા આવે તો કોઇની નજર પડયાનો વ્હેમ, શરીરમાં જરા ધગસ જેવું જણાય તો કોઇ ભુતાદિ નો વ્હેમ, અલ્પાંશે જરા નબળાઇ નો ચેપ લાગુ પડેતો કોઇ ડાકીણીનો વ્હેમ, પાચનશક્તિમાં જરા મંદતા જણાય તો કોઇ કામણ ટુમણનો વ્હેમ, મગજ પર જરા અપ્રીતપણાનાં ચિન્હો તરી આવે તો કોઇ મંત્રાદિનો વ્હેમ, દસ્તમાં જરા કબજીઆત નાં તત્વો દાખલ થાય તો કોઇ દોરા ધાગાનો વ્હેમ, ઉદરમાં જરા પિડાની ઉત્પત્તિ થાયતો કોઇ બાવા અતિતનો વ્હેમ, છાતીમાં જરા વેદનાં નો અંશ ઉદ્ભવા પામે તો કોઇ દેવી દેવલાનો વ્હેમ; ભયંકર માંદગીનો સપાટો આવી પડે તો કોઇ નામધારી સાધુ મહાત્માઓનો વ્હેમ, ખોરાકને ઉદરમાં પધરાવવા નો વખત આવી પહોંચે તો કોઇ ભિક્ષુકાદિ નો વ્હેમ, અનેક મિષ્ટમધુરા સ્વાદિષ્ટ પાનો મુખ આગળ ધરવાનો સુ અવસર પ્રાપ્ત થાય તો કોઇ ગરિબાદિ નો વ્હેમ, વસ્ત્રાભુષણોથી શરીરને મ્યુઝીયમ નાં પુતળાની માફક શણુગારવામાં આવે તો કોઈ સ્વાંગ ધારી ફકીર ફકરાનો વ્હેમ, માથાનો કેશ કલાપ સુગંધી પદાર્થો વડે શણુગારવામાં આવે તો કોઇ મુંડિત અનાથ અબળાનો વ્હેમ, ઇચ્છિત સ્થાને જવા સારૂ ગ્રહની બહાર ગમન કરવામાં આવે તો કોઈ વિધવા દર્શન નો

વ્હેમ, વિશુદ્ધ વૃત્તિથી એક બીજાનાં વિચારોની આપ લે કરવામાં આવે તો કોઇ સ્વજ્ઞાતિની સમર્થ મનાએલી વ્યક્તિનો વ્હેમ, અને કોઇ નિકટનાં સંબંધીયોનું શરીર છુટે તો કોઇનાં શ્રાપ નો વ્હેમ, ઇત્યાદિ અનેક પ્રકારના વ્હેમો આ ભારત પ્રદેશમાં ભિન્ન ભિન્ન સ્થાને ભિન્ન ભિન્ન સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થાય છે.

શાસ્ત્રકારો પવિત્ર બોધ આપે છે કે **यादृशी भावना यस्य सिद्धि र्भवति तादृशी** જેવી જેની ભાવનાં તેવું તેનું પરિણામ આવે છે. જ્યારથી આપણે પૂરણ જંગલી સ્થિતિમાં હતા ત્યારથી અથવા તો ફેશને આપણું કેટલુંક સત્વ ચૂસી લીધું ત્યારથી બ્રહ્મચર્ય, સત્ય, અને તપોમય જીવનનાં નાશે એક વસ્તુ, ગ્રામ્ય અને શહેરી જીવનવાળાને આપી; અને તે એકે આપણે નિઃસત્વ બની આપણા પડછાયાથી ડરી આપણાં વિચારો અને પાપોનાં પડછાયાને-કે જે માત્ર ઓળાજ દાખલ છે તેને-ભયંકર રૂપ આપી ભૂતાદિ સંજ્ઞાઓની કલ્પનામાં પોતાના પ્રાણ અને એવીજ બીજી વસ્તુઓની આહુતી આપી અમૂલ્ય જીવનને કીટક જીવન બનાવ્યું.

વ્હેમાદિની ઉત્પત્તિ ક્યાંથી થઇ હશે ? એવો કોઇ સવાલ કરે તો અનુભવ એમ કહેવરાવે છે કે સ્વાર્થી અને અનીતિ માન વર્તનથી, સ્વાર્થી અને અનીતિમાન વર્તનની ઉત્પતિ નબળા વિચારથી, નબળા વિચારની ઉત્પતિ અબ્રહ્મચર્યથી, અબ્રહ્મચર્યની ઉત્પતિ અને તે સિવાય બધાની ઉત્પત્તિ વિચાર અને આચારની સંપદાને દુષીત કરનાર અજ્ઞાનમાં પડેલા માવિત્રો, કુટુંબો, ધર્મગુરૂઓ, વિદ્યાગુરૂઓ, કે રાજાઓ વિગેરેનાં અજ્ઞાનથી, અને અજ્ઞાનની ઉત્પત્તિ મોહમાંથી, અને મોહની ઉત્પત્તિ મિથ્યાત્વમાંથી યાને **मिथ्या दर्शन शल्यथी**

પવિત્ર જૈન શાસ્ત્રકારોનું અવલોકન અને અભ્યાસ કરતા એમ ખુશી રીતે અંતર ચક્ષુ પાશે ખડું થાય છે કે સતરે પ્રકારનાં પાપોના જન્મદાતા તરીકે અઢારમું પાપ છે. આ એક અઢારમાં પાપનો જય થાય તો પછી ત્યાં સતરમાનાં કોઇપણ પાપો કોઈ રીતે ટકી શકતા નથી યાને અઢારમું પાપ ખસી જતાં જગત્માં કોઇ પાપી પ્રાણી હોઈ શકે નહિં. એમ કહીએ તો કંઇ અતિશયોક્તિ નહિંજ ગણાય.

ભૂત એટલે શું ? બીજાની દ્રષ્ટિનો દોષ એટલે શું ? શ્રાપ એટલે શું ? દેવ એટલે શું ? ડાકણી એટલે શું ? પડછાયો એટલે શું ? ભુત ત્રણેકાળ વિદ્યમાન હોય એવા આ જીવાત્માનું નામ છે બીજાની દષ્ટિનો દોષ એ આપણું અન્યાયી જીવન અને વર્તન છે યાને આપણીજ ખરાબ પ્રકૃતિ છે. શ્રાપ નઠારામાં નઠારા, અધમ પાપી આપણા કર્મો–કાર્યોજ છે. દેવ અંતરનાં આનંદ સાથે રમણ કરવું તે છે. ડાકણી આપણી પાપી વાસનાઓ છે. ઓળો–છાંયા આપણાં નબળા મને સ્વિકારી લીધેલ દોષ દૃષ્ટિ છે આ અને આવા જગત્માં પ્રચલિત ભોળા જનોએ કે સ્વાર્થી આત્માઓએ માનેલા શબ્દોનો જો ભાવ વિચારવામાં આવે તો આંખ વીંચીને જે માનવા કે બોલવામાં આવે છે તેનું નામ નિશાન પણ જગતમાં ક્યાંઇ મળે નહિં. આ વાતની ખાત્રી કરનારાઓએ વ્હેમાદિ નિવારણ માટેનાં કવિરાજ દલપતરામ, નર્મદાશંકર, નવલશંકર, વગેરેનાં પુસ્તકો વાંચવા ખાસ મારો આગ્રહ છે. વ્હેમ નિવારણ માટે વ્હેમનાં વમળમાં ન ફસાયા હોય એવા સદાચારી કે સુવિચારી વ્યક્તિઓનાં કે, પુસ્તકોનાં સહવાસમાં આવવું ઘણું જરૂરનું છે; કે જેથી બુદ્ધિ ખીલ્યે, વિચારો સુધરે, આચારમાં મૂકી શકાય તેવી શક્તિ આવવાની ખાત્રી થાય.

અને આચારમાં મુકી પણ શકાય અને પરિણામે શારિરીક, માનસિક, નૈતિક, અને આધ્યાત્મિક બળ વધારે આવે એવા સહવાસ સમાગમમાં આવવાની જરૂર છે.

વ્હેમાદિ નિવારવાનાં અનેક વિદ્વાનોને પ્રયત્નો સેવવા પડે છે અને પડયા છે તેજ એમ સુચવે છે કે આપણે આપણાં મનને કેળવાએલા, શહેરી વિગેરે માનતા હોઇએ પણ આપણા ઘરમાં અને ઘટમાં કેટલી અને કેવી રીતે ભયાદિ ઘર કરી રહ્યા છે. ભય-ડર-બીક વિગેરે નબળાનેજ હોય પણ સમર્થ પૂણ્યની શકિત ધરાવનાર મનુષ્યોમાં કદીબી હોઇ શકેજ નહિં આ વાત નિર્વીવાદ છે.

આ પુસ્તક રચવાનું કારણ હું જેમની સાથે વસ્યો છું તેમાંની ઘણી વ્યકિતઓનાં પરિચયમાં બહુબહુ વાર એક યા બીજી રીતે આવતા તેમના નબળા અને વ્હેમી વિચારોએ જ કારણ આપ્યું છે. અને તેમની સાથે એ નબળા અને વ્હેમી વિચારોને દૂર કરવા જે જે મારા અનુભવો મેં તેમની સમક્ષ આપ્યા તે તે અનુભવો અમુક રીતે ગોઠવી પુસ્તકાકારમાં ગોઠવાય તો વધારે સારૂં એમ જે જે વ્હેમી જનો મારા સહવાસમાં આવેલા અને તેણે આ જાતનો અભિપ્રાય બતાવ્યો કે જે મને રૂચતા આ એક કાર્યની જરૂર છે એમ મને પણ કેટલીક રીતે પ્રતીત થતાં સદરહુ અનુભવો પુસ્તકાકારમાં મ્હારી શકિત સ્થિતી વિગેરે અનુસાર ગોઠવ્યા છે. આ પુસ્તક વાંચી જેમને વ્હેમાદિથી નિવૃત થવાની અભિરૂચી કે સંકલ્પ થશે તો હું મ્હારા કાર્યને કંઇક અંશે પણ સાર્થક માનીશ. અંતમાં ઇચ્છિશ કે વ્હેમાદિ માનવાના પ્રસંગો જેમને આવ્યા હોય અને તેમને તે પ્રસંગોની દ્દઢ માન્યતા હજુ લગી પણ હોયતો તેમની સાથે 'જ્ઞાનચર્ચા' મ્હારી શકિત અનુસાર કરવા પ્રયત્ન સેવીશ. ટુંકામાં સ્વતંત્ર વિચારકની પાસે કોઇપણ મલીન વાસનાઓ રહેજ નહિ આ

વિચારોને સર્વે બંધુ-બ્હેનો પોતાનાં ખ્યાલમાં રાખી તેનો અમલ કરશે તો જરૂર ફાયદો તેમનાં જીવનને થશે.

આ પુસ્તકમાંનું કોઇપણ લખાણ કોઇપણ અમુક વ્યકિતને ઉદ્દેશી તેનાંપર આક્ષેપ મુકવાનાં આશયથી લખવામાં આવ્યું નથી; પરંતુ સમસ્ત જન સમાજને ઉદ્દેશીને જ લખવામાં આવલ છે. માટે કૃપા કરી કોઇપણ અમુક વ્યકિતએ પોતાના પર ઓઢી નહિં લેવા નમ્ર ભલામણ છે.

જેમ મુળ વસ્તુને કેટલાએક પ્રશંસનીય ચિત્રકારો પોતાની સુંદર પિંછી વડે વિભુષિત બનાવે છે તેમ આ પુસ્તકને કચ્છ મોટી પક્ષ સંપ્રદાયના યોગનિષ્ટ મુનિશ્રી ત્રિલોકચંદજી સ્વામીએ સંપૂર્ણ ઉત્સાહથી પોતાનાં કિમતી ટાઇમનો ભોગ આપી કેટલીએક ખામીઓ દૂર કરી વિભુષિત બનાવેલ છે તેને માટે ખાસ સહૃદય પૂર્વક તેઓ શ્રી નો હું ઉપકાર માનું છું.

સદરહુ પુસ્તકની પ્રસિદ્ધી માટે વિશુદ્ધ ચારિત્રવંત, મહાત્મા રત્નશ્રી, શ્રી સુંદરજી સ્વામીએ, તથા પ્રતિભાશાળી મુનિ મહારાજશ્રી યાદવજી સ્વામીએ, તથા સેવાપ્રેમી શ્રીયુત રા. રા. રવિશંકર ( રીટાયર્ડ ચીફ મેડિકલ ઓફીસર ) ગણેશજી અંજારીઆએ, તથા શે. સા. જેચંદ હરજીવને, તથા શે. સા. હીરાચંદ સુંદરજી હોડાએ, તથા શે. સા. નેમચંદ હરખચંદ કામદાર હા. શ્રીયુત સ્વજી ભાઇએ, તથા શે. સા. કરશનદાસ અંદરજીએ, તથા શે. સા. હરખચંદ કાળીદાસ વારીયાએ, તથા શે. સા. નરશીદાસ ભાણજી કામદારે યોગ્ય કાર્યની યોગ્ય કદર બુઝી જે અનુકુળ પ્રસંગો સાધી આપ્યા છે તે અનુકુળ પ્રસંગો સ્તુતિપાત્ર હોવાથી હું તેઓશ્રી સર્વનો ઉપકાર માનવાની તિવ્ર ઇચ્છાને રોકી શકતો નથી.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

લી. સેવક.

મંગળજી હરજીવન ચીતલીઆ.

ૐ

“ अ, सि, आ, उ, साय, नमः ”

# વ્હેમનો વિનાશ અને સત્યનો વિજય.

પ્રાચીન સમયમાં સૃષ્ટિનાં સૌંદર્યરૂપ, લક્ષ્મીદેવીનાં ક્રિડાગૃહ સમાન, અને શિલ્પકળાથી સુશોભીત ‘ સત્યવતી ’ નામની મનોહર નગરી હતી.

ફક્ત નગરીનું ક્ષેત્રફળ બાર માઇલનું હતું; આસપાસ વજ્રમય પાષાણનો મજબુત કિલ્લો હતો; કિલ્લાને ફરતી એક મ્હોટી પાણીની ખાઇ હતી; સત્યવતિમાં દાખલ થવા માટે પ્રથમ તે ખાઇ પરનાં કાષ્ટપુલને ઓળંગવાની જરૂર પડતી હતી; કિલ્લાનાં દરેક દ્વારો નજીક લાકડાનાં પુલો હોવાથી જવા આવવા માટે કોઇપણ જાતની તકલીફ નહોતી; લક્ષ્મીધરોની ચિતાકર્ષ હવેલીઓ અને સુંદર આવાસો શિલ્પ તથા ચિત્રકળાની પરિસીમા વડે દેદીપ્યમાન થઇ રહ્યા હતા; સંખ્યાબંધ દેવાલયોનાં ગગનગામી શિખરો આકાશની સાથે હરીફાઇ કરી રહ્યા હતા; નાનાવિધ ઉદ્યોગો તથા નૂતન વસ્તુ નિર્માણ વિદ્યાનાં અનેક સ્થાનો રીદ્ધિ સીદ્ધિથી ભરપુર હતા; પ્રત્યેક વસ્તુનાં વ્યાપારની ખીલવણી માટે ભિન્ન ભિન્ન બજારોની વિશાળ શ્રેણીઓ અને સુંદર ચૌટાઓ સંખ્યાબંધ મનુષ્યોનાં આવા ગમન વડે ઉભ-

રાઇ રહ્યા હતા; શહેરનાં મધ્ય ભાગે એક વિશાળ ચોક હતો; જ્યાં આગળ અનેક ધનાઢય ધનીકોની હીરા માણીક્ય આદિ ઝરેરાતની સુશોભીત દુકાનો શહેરની અપુર્વ જાહોજલાલીનું દિગ્દર્શન કરાવી રહી હતી; અનેક જળાશયો તથા નવરંગીન પુષ્પ, પત્ર, અને ફળોથી લચી રહેલ ખુશબોદાર બાગ બગીચાઓ શ્રમીત અશ્રમીત નગર જનોનાં સુખોપભોગ માટે મનોરમ્ય હતા; અને રમત ગમતનાં અખાડાઓ, કળા ભુવનો, તથા સાહીત્ય સંગ્રહ સ્થાનોથી અલંકૃત આ સત્યવતી નગરી ચોમેરથી અતુલ ઉજ્વળ કિર્તી સંપાદન કરવા માટે ભાગ્યશાળી થઇ રહી હતી.

અતુલ બાહુબળની પ્રચંદ શકિતવડે વિજયશ્રી પ્રાપ્ત કરી નિર્ભયપણે સુખાનંદમાં કાલક્ષેપ કરનાર ' **સત્યપ્રિય** ' નામનો નૃપત્તિ ઉકત નગરીનાં પાય તખ્તપર બિરાજમાન હતો.

સત્યપ્રિય એ એક સત્યનો નમુનો હતો; પચાસ વર્ષની વયે પહોંચ્યા છતાં બાંધેલ દડીનો અને ભવ્ય દેખાવવાળો હતો; મગજનું સમતોલપણું જાળવી શકે તેવો બુદ્ધિમાં તિવ્ર અને વિચાર શકિતમ નિડરતાનાં આવેશવાળો હતો; પરદારા સહાદર, ચતુર અને ગુણીયલ હતો; તેનાં વિશાળ લલાટ પર શાન્ત સ્વભાવનું નિશાન હતું; તે એક ક્ષત્રી વીર હતો; તેની વીર હાક ચોમેર ગાજી રહી હતી; દુશ્મનો તેનાથી ભય પામી રહ્યા હતા; કેટલા એક મદોન્મત રાજાઓ એ તેનુ' સ્વામીત્વ પદ સ્વિકારેલું હતુ; રાજ્યતંત્રમાં નિપૂણ હોવા છતાં તે કાંઇક ભોળા હૃદયનો, વ્હેમી, અને કાનનો કાચો હતો; ખુશામતી ખવીસો તેની પાસે સારી રીતે ફાવી શકતા હતા; અને તે એકાંત કર્મનાં સિદ્ધાંતને માનવા વાળો હતો.

કહેવત છે કે ' ચતુર પુરૂષનાં સહવાસમાં રહેનારી સ્ત્રી પણ

ચતુરા જ હોવી જોઇએ.' તે મુજબ સત્યપ્રિય રાજાને ભાનુમતી નામની એક રાણી હતી.

ભાનુમતિ એ એક મનુષ્યે રૂપે દેવી હતી; સૌંદર્યની પ્રતિમા હતી છતાં ગુણીયલ હતી; તેનાં યૌવન પ્રદેશમાં એક પણ અપવિત્રતાનું ચિન્હ નહોતું; સુદ્રઢ મનોબળ વાળી અને વિચાર શકિતમ નિપૂર્ણ હતી; સત્યની ઓઝસ મય અવીચળ ધારાનું તે સદા પાન કરતી હતી; લલાટમાં ભવ્યતા અને આંખોમા કીર્તિની પ્રકાશિત પ્રભા હતી; ક્ષમાયુકત દયા વાળી હતી; અપરાધીઓને ઓળખવાની શકિતમાં પ્રબળ હતી; ભય, ગલાની, અને નિરૂત્સાહ પણાને તો તેણે દેશવટો આપેલ હતો; તેની પ્રત્યેક નસોમાં સતિત્વની સુંદર ભાવના ઓતપ્રોત થઇ રહી હતી; પતિપ્રેમની દિવ્ય જ્યોતિ તેનાં હૃદય મંદીરમાં સદાને માટે અવિચળ હતી; અને તે અનેકાન્ત રીતે પુરૂષાર્થના સિદ્ધાંતને માનવા વાળી હતી.

વિશુદ્ધિ દંપત્તિ પ્રેમ એ એક અલોકીક દેવી પ્રેમ છે. તે પ્રેમ આંતરીક સદ્ગુણોને ચાહતો કદાપી બંધ રહી શકતો નથી. યુવાની અને વૈભવની લાલચમાં ફસાવાપણું તેને રહેતું નથી. અહરનિશ હૃદય પ્રદેશમાં તેનાં નિર્મળ ઝરણાઓ વિશુદ્ધ પ્રવાહ રૂપે ઝર્યા કરે છે. ખેદવૃત્તિ, ભય, ગ્લાની, અને ઉદ્વેગતાનો જ્યારે તે ઝરણામા અસ્ત થાય છે; ત્યારે અપુર્વ શાન્તિ, અખૂટ આનંદ, અને નિર્મળ ભાવનાઓનાં દશ્યો ત્યાં તરીવરે છે. આવો આદર્શ ઉચ્ચ પ્રેમ એ પ્રાણી માત્રનું જીવન છે. ઉપરોકત દંપત્તિ એ એક વિશુદ્ધ પ્રેમનાં પુજનીક હતા. જીવનની ઝાંખી પાછળ એક બીજાએ પ્રેમની સાંકળ એવી તો જડી લીધી હતી કે જીવનની સામાપ્તિ થતા પણ અનેક ભવાન્તરોને વિષે તે પોતાનું નિવડપણું છોડી શકે તેમ નહોતું. જીવનની સાર-

જ્યતા, ઉપયોગી વર્તન, અને આંતરીક સદ્ભાવના પાછળ કેટલો એક સમય વિત્યાબાદ એકદા તેઓને પુર્ણિમાનાં પુર્ણ ચંદ્રોદયની ચળકતિ કાંતિને તિરસ્કાર કરનાર એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ. જન્મ મહોત્સવ વિત્યાબાદ તેનું નામ ' પ્રબળસિંહ ' પાડવામાં આવ્યું.

સમય સમયનું કામ કર્યે જાય છે. કુમાર પ્રબળસિંહ બાલ્યાવસ્થામાંથી પસાર થઇ યુવાનીનાં ઉપસાગરમાં અનેક ખેલ ખેલી રહ્યો હતો; સોળ વર્ષની ઉમર હતી; દેખાવે કદાવર અને મજબુત બાંધાનો હતો; તેની ગોળ મુખાકૃતિ પર ક્ષાત્ર તેજ ઝળકી રહ્યું હતું; ભુજામાં વિરત્વ શક્તિ અને લલાટમાં ભવ્યતાની છાપ હતી; શરીરની પ્રત્યેક નસોમાં શૌર્યમય રક્ત ઉછાળા મારી રહ્યું હતું; તેની ચક્ષુઓ દુશ્મનોને ભય પમાડે તેવી તિવ્ર હતી; હૃદયમાં સ્વદેશ અને સ્વધર્મનું સંપુર્ણ અભીમાન હતું; માતૃભુમી પર અપૂર્વ પ્યારવાળો હતો; તે સ્વભાવે શાંત તેમજ મર્યાદીત હતો; અને તેની વાણીમાં આકર્ષિય મીઠાસ હતી; તથા ઉત્તમ વિચારોનો તે નિવાસ હતો.

કુમાર પ્રબળસિંહની ઉમર સોળ વર્ષની થઇ તે દરમીયાન ભાનુમતીની કુક્ષીને શોભાવનાર સરલા અને વિમળા નામની બે બાળીકાઓ જન્મ પામી હતી. ઉભય બાળીકાઓ યોગ્ય લાલન પાલનની સાથે બીજનાં ચંદ્રની માફક દિન પ્રતિદીન વૃદ્ધિ પામતા આખરે તેઓ યૌવનાવસ્થાને પ્રાપ્ત થઇ.

ઉપરોક્ત ઉભય બાલીકાઓ પંદર વર્ષની વયે પહોંચેલી હતી; સર્વાંગે સુંદર અને નીતિજ્ઞ હતી; તેઓનાં પુર્ણેન્દુ સમાન મુખમંડળ પર વિશુદ્ધતાની છાંયા છવાઇ રહી હતી; આંતરીક વૃત્તિઓ ધર્મ શાસ્ત્રનાં અધ્યયન પ્રતિ અધીક પ્રમાણમાં આકર્ષાયેલી હતી; વિદ્યા

અને જ્ઞાનમાં પરિપક્વ હતી; તેઓનાં ધર્મોજ્જ્વલ હૃદય મંદીરમાં અજ્ઞાનાદિ અંધકારને પેસવા માટે એક પણ સ્થાન નહોતું; ભાષા જ્ઞાનમાં રસીક અને સાહીત્ય પ્રેમી હતી; વિકાર ચિંતવનના અસત્ય આવેશ પર સંપુર્ણ કાબુ મેળવેલ હતો; આત્મ સંયમની અભિવૃદ્ધિ માટે ઉત્સુક હતી; સંગીત કળા પર અતિશય પ્યારવાળી હતી; અને તેની માધુર્યતા ખરેખર અલૌકીક હતી.

મહારાજા સત્યપ્રિય પોતાને એક ' આદર્શ કુટુમ્બ ' થી વિંટાએલો જોઇ સ્વ જીવન નૌકા સંસાર સમુદ્રના તોફાની મોજાઓ વચ્ચેથી શાંન્તિ પુર્વક નીર્વિઘ્ને પસાર કરી એક સ્વર્ગિય સુખ અનુભવતો હતો. ગ્રહસ્થાશ્રમને સંસારનું સ્વર્ગ બનાવનાર દેવી ભાનુમતી નો અપુર્વ પ્રેમ, પોત્રુ સેવા પ્રેમી આજ્ઞાપાલક પુત્રની અતુલ વિનય ભક્તિ, અને સહૃદયી નિર્દોષ બાળીકાઓનો નિર્મળ આંતરીક ભાવ ખરેખર અવાચ્ય હતો.

પ્રિય વાંચક ! ઉપરોક્ત સદ્‌ગુણોથી અલંકૃત એક આદર્શ કુટુંબ જેનાં ગૃહરાજ્યમાં વિદ્યમાન હશે તે ગૃહરાજ્ય કેવા ઉત્તમ પ્રકારે ચાલતું હશે ? એટલુંજ નહિં પરંતુ શાંતિ, આનંદ, અને ચિત્ત સમાધીનાં સુયોગથી ઉન્નત્તિનાં શિખરે પહોંચેલ તે રાજ્ય કેવી અલૌકીકતા પ્રદર્શિત કરતું હશે ? તેનો વિચાર હું તનેજ સોંપું છું.

કાળીનુંક્રમે એકદા આશ્વિન સુદ પુર્ણિમાનો પવિત્રદિવસ હતો; પ્રાતઃકાળનો સમય હતો; વિહંગો મધુર કલરવ વડે મનહર નૃત્યની સાથ પોત પોતાનો શુભ આનંદ અનુભવી રહ્યા હતા; દીપક પ્રકાસ મંદ મંદ ગતીમાં દૃષ્યમાન થઇ રહ્યો હતો; સત્ પુરૂષોનાં સહૃદય સમાન ગગન મંડળે સ્વચ્છતાનું સ્વરૂપ ધારણ કર્યું હતું; વિશ્વદેવીના

કુલાંગાર સંતાનો માફક અગણીત તારાઓ ક્ષિણત્વ પામી રહ્યા હતા; વિદ્વાનોની પંકતિમાં મુર્ખની નિસ્તેજતા મુજબ ×નિશાપતિ તેજોહીન થઈ રહ્યો હતો; નાગરીકો સુખસયામાંથી જાગ્રત થઇ સર્વાંગને હલાવવા માટેની પ્રવૃત્તિ સેવી રહ્યા હતા; લોખંડને પારસમણીનાં સંસર્ગે પ્રાપ્ત થતી પીળાસ મુજબ * ભાનું ઉદયથી પુર્વ દિશાએ સુવર્ણ રંગ ધારણ કર્યો હતો; સીતળ † સમીરની ખુશ બોદાર લહેરીઓનાં આવાગમન વડે પરમાનંદની પરાકાષ્ટા છવાઇ રહી હતી; પ્રેમીઓનાં પરિરંભણો પોત પોતાના પ્રેમી પાત્રોને ત્યાગ વૃત્તિ સૂચવી રહ્યા હતા; અને કમળોદયથી ભ્રમર મંડળ અગણિત કમળ વેલીઓ પર અતિ સધ્રવેગે આક્રમણ કરી રહ્યું હતું તે વખતે એક સુંદર બગીચા મધ્યેનાં રાજમહેલની અગાસી પર મહારાજા સત્યપ્રિય વિશ્વસૌંદર્યતાનાં મનહર દેખાવનું અવલોકન કરી રહ્યો છે; અને પાસે તેની ભાનુમતી નામની મહારાણી અતુલ પ્રેમાનંદ વડે ઉકત વિષયને પુષ્ટિકારક વાર્તાલાપનું અધ્યયન કરી રહી છે. તેવામાં રફતે રફતે તે દંપત્તિનું અંતઃકરણ બગીચાની નવપલ્લવિત રમ્યતામાં એવું તો સ્નિગ્ધ બની ગયું કે ઉદ્ભવતા હર્ષની સીતળ છાંયા નીચે ભાન્યની મહત્વાકાંક્ષા તરફ તેઓને આકર્ષાવું પડ્યું.

ગુલાબ ગુલબાસ, અને ગુલદાવળીનાં સુવાસીત પુષ્પોની સુરમ્યતા પ્રસરી રહી છે; મોગરો, જાઇ, જુઈ, અને કેતકીનો મનહર દેખાવ દૃષ્યમાન થઇ રહ્યો છે; ધવલ કાંતિવાળી * નવમાલીકા એકી સાથે ખીલી પોતાની સુગંધી વડે પોતેજ મસ્ત બની અકેક પર ઢળી પડી પ્રકાશની ઉગ્રતા વડે સ્વ પાંખડીઓને વિકસ્વર કરી રહી છે; જળ-

× ચંદ્રમા. * સૂર્ય. † પવન. * ચંબેલી.

યંત્રમાંથી જળનાં ×ઉર્દ્ધગમન અને પુનઃ *અધઃ પતનનો વ્યાપાર ચાલી રહ્યો છે; અનેક પ્રકારનાં મન મોહક હોજોની જળ સપાટી પર નાના પ્રકારની કમળ વેલીઓ ઓપી. રહી છે; દ્રાક્ષવલીનાં ચિતાકર્ષ મંડપો અને રંગ બે રંગી કુસુમ તથા કુસુમ કળીઓનાં સુંદર રોપાઓ એ વિશ્વસૌંદર્ય વ્હોરી લીધું છે;, જામફળા, સીતાફળી, દાડમડી, અને નારંગીની *કુસુમ કુમારીકાઓ લત્તાનાં ડોલન વડે આનંદ કરી રહી છે; લવિંગની અગણીત +લતાઓનું લાલીત્ય ઉત્તમતાનાં ઉંચ શિખર પર નૃત્ય કરી રહ્યું છે; આમ્ર, અંબલી, સાગ, પુન્નાંગ, અને સીશમ તથા બાવળ, બોરડી, વડ, પીપર, અને તાડીનાં મહાન વૃક્ષોની ઘટ શાખાઓ નીચે ક્ષોખંડનાં સળછયાવાળા વિહંગ ગ્રહો દેદીપ્યમાન થઇ રહ્યા છે; વાવ અને કુવાઓની ઉત્તમ કારીગીરી શિલ્પ કળાનાં ઉંચા નમુનાનું ભાન કરાવી રહી છે; નનાં પ્રકારનાં કમળોથી વિભુષિત સુંદર તળાવને કીનારે ચંબેલીનાં લતાગૃહમાં મર્હુમ નૃપત્તિનું સુંદર આકૃતિવાળુ બાવલું મર્હુમનાં યશોગાન ગાવા માટે લલચાવી રહ્યું છે. ચંદન અને કેવડાનાં વૃક્ષોની સુગંધતાને લઇ મદોન્મત સરપો આમ તેમ ડોલી રહ્યા છે; નવ પરણીત યૌવન પુર્ણ સુંદરીનું લાવણ્ય ખીલી ખીલીને દેહમાંથી ઉભરાઇ નીકળે તેમ બકુલ વૃક્ષના ગાઢા છવાયેલાં સ્નિગ્ધ સ્યામ ઉજ્વલ પત્રોની લાવણ્યતા ઉભરાય રહી છે; ચોમેર જન મંડળની વિશ્રાન્તિ માટે સ્ફાટિક પાશાણની સુંદર બેઠકો ઝગ ઝળાય માન થઇ રહી છે; સંધ્યા કાળનાં ગગન મંડળની પેઠે કેસરી રંગનાં કેસુડાઓ છવાઇ રહ્યા છે; જાંબુ, રાયણ, નાળીએર, ખારેક, અને સોપારી તથા ખેર, ખરસાણી, ખીજડીયો, અને હરડેનાં

---

× ઉંચે જવું. * નીચે પડવું. * પુષ્પ. + ડાળીઓ.

વૃક્ષો સમીર પ્રહારથી ધુંધવાટી કરી રહ્યા છે; જુદી જુદી જાતીની વનસ્પતિનું રમ્ય સ્થાન મેદીના નીલમ કિલ્લા વડે રમણીયતા ધારણ કરી રહ્યું છે; અરડુશી અને આવળનાં ઉપયોગી વૃક્ષો કીમતી ઔષધીનું ભાન કરાવી રહ્યા છે; વિશાળ શ્રેણીઓ અને સુંદર ચોટાપર સુગંધી જળનો છંટકાવ થવાથી તેમજ તેની આસપાસ કુસુમ ગુચ્છથી છવાએલી લતાઓ પર સમીરના સ્પર્શ થવાથી સુગંધી લહરીઓનાં આવા ગમન વડે સ્વર્ગાનંદ અનુભવાઇ રહ્યો છે; અનેક કુંજગલીઓ ભ્રમરોનાં ગુંજારવ વડે વીચિત્રતાનું સ્વરૂપ ધારણ કરી રહી છે; મદમસ્ત * કપીવૃંદો સામ સામેનાં વૃક્ષો પર કુદા કુદ કરી રહ્યા છે; અને મીઠી મધુરી કોયલ અશોકની ડાળે બેસી રાતા ફુલોના સમૂહ વચ્ચે પોતાનાં શ્યામ શરીરને બળતા અંગારામાં રહેલાં કાળા વેંગણની પેઠે છુપાવી કુ—હૂ—કુ—હૂનાં સુંદર સ્વરની મધુર વૃષ્ટિ વરસાવી રહી છે.

ઉપર મુજબ મનોહર બગીચાનું નવપલ્લવીત અનુપમ સૌંદર્ય નીહાળવાથી દંપત્તિનાં હૃદય પટપર અલૌકીક આનંદનો અવિર્ભાવ પ્રગટ થઈ રહ્યો હતો; પુર્ણિમાના પુર્ણ ચંદ્રોદયની ચળકતી કાન્તિને તીરસ્કાર કરનાર તેના મુખચંદ્રો પર હર્ષની સીતળ છાયા છવાઇ રહી હતી; અને ટુંકામાં તેઓનાં સુવર્ણમય સર્વાંગો ખીલતા પુષ્પની માફક પ્રફુલીત થઇ રહ્યા હતા. તેવામાં જેમ આકાસમાં ચંદ્ર હસે છે અને જગતને હસાવે છે, પણ કાળા વાદળ જાણે તેથી નારાજ હોય તેમ પોતાની પાંખ નીચે તેને દબાવે છે; તેમ અકસ્માત રાજાનાં મુખ ચંદ્રને શ્યામતાનાં વાદળે પોતાની પાંખ નીચે દબાવી દીધું. હૃદયા·

---

* વાંદરાઓનું ટોળું.

કાશમાં અનેક તર્ક વિતર્ક રૂપ વિજળીનાં ચમકારા ચમકવા લાગ્યા; અને વાદળાને ખસેડી ડોકીયા કરનાર ચંદ્રની માફક ચીત્તની વ્યગ્રતાને લીધે ઉભય ચક્ષુઓમા અશ્રુઓ ઉભરાવા લાગ્યા. રાણી ભાનુમતિ કે જે અત્યાર સુધી મીઠી કલ્પનાઓ વડે મનોહર આનંદની સ્વર્ગ ભુમીમાં વીચારી રહી હતી, તે આ ખેદજનક દેખાવનાં અવલોકનથી એવી તો આશ્ચર્ય ભુત થઇ ગઇ કે જાણે સમસ્ત સૃષ્ટિના શોકે આવી તેના હૃદયને ઘેરો ઘાલ્યો હોયની ! તેનું યુવાન વિરત્વ લોહી આ વખતે સીથિલ-ઠંડુગાર બની ગયું; અને આત્મગ્લાનીનાં સંસર્ગને લઇ હજારો કુતર્કોએ તેના મગજને ભ્રમીત દશાનું ભાન કરાવ્યું. સદ્દભાગ્યે તેને એક કીમતી સૂત્ર યાદ આવ્યું કે " * **દુઃખની વખતે ધૈર્યતા તથા આત્મ શાન્તિ અને સુખની વખતે ગાંભિર્યતા તથા પ્રભુ સ્તવન એજ આત્મોન્નિનો અત્યુત્તમ માર્ગ છે.** ' તેથી સૂર્યનાં મહાન પ્રકાસની માફક ધૈર્ય વૃત્તિ તેના ગોર વદન પર છવાઇ રહી.

**ભાનુમતિએ રાજાને વિનય પુર્વક પુછયું**-" પ્રાણેશ ! આમ એકાએક અફસોસ નિધીનાં ઉછળતા મોજા સાથે અથડાઇ ગ્લાનિ પ્રદેશમાં વિચારવાનું શું પ્રયોજન ? કૃપાનાથ ! શાન્તિના અમૃતમાં અશાન્તિનું વિષ ભળવાથી અમૃત પણ ઝેર બની ગયું કે શું ? શિરછત્ર ! કહો ! ! સત્વર કહો ! ! ! શું પ્રિય કુમુદિની આપ ચંદ્રનાં વિકાસ વિના કદિપણ સહર્ષાનંદ અનુભવી શકશે ખરી કે ?"

**રાજા સત્યપ્રિયે ઉત્તર આપ્યો**-"દેવી ! જેમ સતિને અધ્વચ મેલી પતિ ચાલ્યો જાય; ચકોરીને સ્નેહ સાગરમાં ઝુલાવી ચંદ્ર

---

* પરકીય.

સંતાય જાય; અને નિરાધાગ્ને આશાનાં દોર પર લટકાવી દાતાર ખસી જાય તેમ મારા હૃદય પ્રદેસમાં જે કુદરતી સૌંદર્યતાની સિતળ છાંયાનો દોર રમી રહ્યો હતો તે સંતાપક છાયા નીચે નાબુદ થવાથી મારા સ્થૂલ અને સુક્ષ્મ પ્રદેસ પર જે કાંઇ અસર થવા પામી છે તે અવર્ણનીય છે. પ્રીયે ! શું કહું ? ભુતાદિકનાં ઉપદ્રવો વડે પિડાતી પ્રજાને આશ્વાસન આપવાના ઉંચ આશયથી અગણીત લક્ષમીના ભોગે અનેક ઉપચારો કર્યાં છતાં અદ્યાપિ પર્યંત તે ઉપસર્ગો શાન્ત પડયા નહિ. ખરેખર વિરત્વાવેશમાં અરીદળ મધ્યે નિડરતાથી કુદી પડી દુસ્મનોના હૃદય ભાલાઓની તિક્ષણ અણીઓ વડે ભેદી નાખનારા વીર બહાદુર યોદ્ધાઓ પણ ભુત પ્રેતાદિની ભયંકર વાતો શ્રવણ કરી થરથર કંપે છે. પુર્વ ભવાન્તરોનાં અસુભાનુષ્ઠાનથી અસુભ કર્મનો યોગ મળતા એ અંતરિક્ષ અને ઇંદ્રજાળી બલાએ સમસ્ત નગરીનાં પ્રત્યેક ગૃહમાં એવો તો હાહાકાર વર્તાવી દીધો છે કે સર્વત્રસ્થળે ભયસૂચક બ્યુગલો ફુંકાઇ રહ્યા છે. શ્રી સાસન નાયક દેવની પરમ કૃપા હોય તોજ આ આફતમાંથી બચી શકાય તેમ છે. કર્મનો દુર્ભેદ પાસ એવો તો અચળ છે કે તેના બંધનમાં સપડાયા પછી અનંતાકાળે તેનું કરજ ચુકવ્યા વિના છુટી શકાય તેમ નથી. શાસ્ત્રકારોનું પણ કથન છે કેઃ—

तेणे जहा संद्धी मुहे गहीए ।
सकम्मुणा किचइ पावकारी ॥
एवं पया पेच्चइहंच लोए !
" कडाण कम्माण न मोख अत्थि " ॥१॥

'ઉ૦ અધ્યયન ૪ ગાથા ૩.'

ભાવાર્થ:—જેમ ખાતર પાડતા ખાતરને મોઢે પકડાએલો પાપી ચોર સ્વ કર્માનુસાર પિડા પામે છે તેમાં દરેક જીવ આ લોક અને પરલોકમાં પિડા પામે છે; કારણ કે " કરેલા કર્મ ભોગવ્યા વિના છુટે નહિ "

**ભાનુમતિએ કહ્યું**–" હૃદયમણી ! મનુષ્યનું હૃદય જેવા પ્રકારનાં સંસ્કારોથી યોજાએલું હોય છે. તેવું જ તેનું જીવન બંધાતું જાય છે. જીવનનો વિકાસ માનસિક શક્તિને જબરી અસર કરે છે; અને તે પ્રમાણે તેનું ચારિત્ર બંધાય છે. અજ્ઞાનતાનાં આવર્ણોને લઇ ખરી માનસિક શક્તિનો આઘાત થવાથી વ્હેમાદિક પ્રવૃત્તિનો ઉદય થાય છે. ભૂત, પ્રેત, મંત્ર, જંત્ર, અને જાદુઇ વિદ્યાએ વ્હેમાદિક પ્રવૃત્તિનું પરિણામ છે. વસ્તુતાએ કોઇ જુદી જ ચીજ છે. મનુષ્ય એ એક એવા મનવાળું પ્રાણી છે કે જેમાં **આત્માની સમસ્ત શક્તિઓનો** અથેચ્છ લાભ લઇ શકાય. જો તે શક્તિઓને ક્ષયોપસમ ના વિકસ્વર સ્થિતિમાં લાવી મુકે તો તે પોતાનાં **હૃદયનો રક્ષક, મનનો નિરીક્ષક અને જીવન રૂપી કીલ્લાનો દ્વારપાળ** બની શકે છે જેને પોતાનાં **સ્વાત્મબળમાં** વિશ્વાસ છે તેની જીવન નૌકા હમેશ વિધી નિર્માણ માર્ગે પરતઃ ચાલે તેનાં કરતાં લક્ષબિન્દુ એ નાર્ણીત કરેલા માર્ગે સ્વ સાધન સંપત્તિ અનુસાર સાવધાનપણે સ્વતઃ વિચરે તો તેનાથી જીવનનું આદર્શપણું તેના કરતાં દૂર નથી. જીજ્ઞાસુ ઉક્ત લક્ષ્યે પહોંચી મહાન્ પુરૂષ થઇ શકે છે. અને સર્વોત્કૃષ્ટ દૈવી આત્મીક શક્તિનો સાક્ષાત પણ ત્યાં જ છે.

**સત્યપ્રિયે સ્નેહપુર્વક જણાવ્યું**–" સતી ! તમારૂં કથન સત્ય છે. મૈત્રેય ઉપનિષદમાં લખ્યું છે કે–" મનુષ્યોને ભવની પરંપ-

રામાં રખડાવનાર તેનાં વિચારો છે. માટે દરેક મનુષ્યે પોતાનાં વિચારો પવિત્ર બનાવવા પ્રયત્ન કરવો. જેવો માણસ વિચાર કરે છે તેવો થાય છે; આ પ્રાચીન રહસ્ય છે. " હું પણ તેજ વિચારને મળતો છઉં. સવાલ માત્ર એટલો જ છે કે તે અમુક એકાદ વ્યક્તિને માટે છે; પરંતુ સમુહને માટે નથી. હજારો મનુષ્યો ભુતાદિકનાં ઉપદ્રવ વડે પ્રત્યક્ષ અનુભવથી હતાસ પામી રહ્યા હોય ત્યારે અવશ્ય કોઇ બલા જ હોવી જોઇએ; એમ માનવાને સબળ કારણો મળી આવે છે. રાજ તરફથી હજારોનાં ખર્ચે પુરતો બંદોબસ્ત રાખવા છતાં પણ ઉક્ત બલા શાન્ત પડતી નથી એ પણ કર્મની વિચીત્રતા નહિંતો બીજું શું ?

ભાનુમતિએ જવાબ આપ્યો–"શિરછત્ર ! દુનિઆ ઝુક રહી હૈ મગર કોઇ ઝુકાનેવાલા ચૈયે એ નીયમ મુજબ જગતમાં જ્યારે ધર્માંધતા અને ધર્મ ઘેલછાનો પવન જોરથી ફુંકાવા લાગે છે ત્યારે સત્ય ને અસત્યનાં સ્વાંગમાં ફેરવી નાખનાર અનેક સ્વાર્થાંધો ઉભા થાય છે. આજકાલ ચોમેર જે અશાન્તિનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું છે; તે માત્ર તેવા સ્વાર્થાંધો ને જ આભારી હોવા સંભવિત છે. બાહ્ય ચમત્કારથી અંજાઇ ગએલા* બાળ જીવો સત્યાસત્યનો નીર્ણય કરવા જેટલી પણ ઉદારતા નહિ વાપરતા આત્મિક વિચારોની સ્વાતંત્ર્યતા સામે નિરૂત્સાહ અને નિર્માલ્યપણું પ્રદર્શિત કરી પરિણામે પશ્ચા-તાપની પહાડી ખીણમાં સદાને માટે પોઢી રહે છે; પરંતુ કાર્યસિદ્ધ કરવાની મહાન ફરજને તેઓ વળગી રહેતા નથી. મણીકાન્ત નામનાં પુસ્તકમાં ખરૂં જ લખ્યું છે કેઃ—

---

* ઉમરે વૃદ્ધ હોવા છતાં જ્ઞાને બાળક તુલ્ય હોય.

નીર્મળ આપ્યું નીર, પાગળ તેં પીધું નહિં;
ઢોળ્યું રેતી તીર, રે પસ્તાવો કાં કરે.

*　　　*　　　*　　　*

મણીમય મુક્તામાળ, મુર્ખાં કાં ફેંકી કુવે;
પલ પલનાં સંભાળ, યાદ કરીને કાં રૂવે.

*　　　*　　　*　　　*

ભાવાર્થઃ—તૃષાતુર પંથીકને શુદ્ધ જળ પ્રાપ્ત થતા તેણે તે જળ પાસેના રેતીના કીનારે ખાસ ઇરાદા પુર્વક ઢાળી નાખ્યું; અને પછી તેના માટે પૂર્ણ પશ્ચાતાપ કરવા લાગ્યો. પણ તે પશ્ચાતાપ શું કામનો ? તેમજ અલંકારોની તિવ્ર ઇચ્છાવાળા મનુષ્યને અમૂલ્ય મણીની સુંદર માળા અર્પણ કર્યા છતાં તેણે તે માળા મુર્ખ બનીને કુવામાં ફેંકી દીધી; અને પછી તેને પલે પલે યાદ કરી રૂદન કરવા લાગ્યો. પણ તે રૂદન શું કામનું ?

ઉપર મુજબ કેટલાએક બાળજીવો પોતાને બુદ્ધિ, જ્ઞાન, અને વિચાર શક્તિનો વારસો મળ્યા છતાં તેને બેદરકારીપણે નિરૂત્સાહી વૃત્તિનાં વારી પ્રવાહમાં હડસેલી દઈ પાછળથી તેને માટે પછાડા મારે છે પણ એવા પછાડા મારવાથી શું સિદ્ધી દેવી રસ્તામાં પડી છે કે વિના પરિશ્રમે તે પ્રાપ્ત થાય ? આવા અજ્ઞાની જીવોનાં શુષ્ક મગજમાં **મીલ્ટન જેવું મગજબળ અને સેક્સપીયર કે વેબેસ્ટર જેવું માનસિક બળ** હોવાની આશા રાખવી એ આકાસ કુસુમવત્ છે. કહેવાતી બલાનાં નાસ માટે જો રાજ તરફથી ભગિરથ પ્રયાસ સેવવામાં આવ્યો હોય તો ફતેહનો કિનારો અવશ્ય દેખાવો જોઇએ. જ્યાંસુધી ફતેહનો કિનારો દ્દષ્ટિગોચર ન થાય ત્યાંસુધી સેવેલા પ્ર-

વાસમાં કાંઇક ન્યુનતા હોવાં સંભવીત છે. લૉર્ડ સ્ટ્રેથકો ખરૂંજ કહે છે કે-ફતેહમંદ થવા માટે કાર્ય સિદ્ધ કરવાની મહાન ફરજ સમજવી જોઇએ. અને તેની સાથે ઉત્સાહ, જાત મહેનત, અને પદ્ધતિ એટલા વાના હોવા જોઇએ આપ જે કર્મને માનો છો તેને હુંપણુ માનું છું. પરંતુ મારી અને આપની માન્યતામાં ફેર એટલોજ છે કે આપ એકાન્ત નયે કર્મને માનો છો ત્યારે હું *અનેકાન્ત નયે કર્મને માનું છું. કાર્યનાં પરિણામને એકાંત નયે કર્મનું સ્વરૂપ આપવું એ એક જાતની અજ્ઞાનતા છે. જગતનાં પુજ્ય મહાત્માઓ એ કાર્યનાં પરિણામને +ઉત્સાહ, કર્મ, બળ, વિર્ય, અને પુરૂષાર્થ એમ પાંચ વર્ગમાં વ્હેંચી આપેલ છે. જેમાં પણ તેઓશ્રીએ અનેકાન્ત નય સ્વિકારેલ છે. ફકત પાંચે વર્ગમાં પુરૂષાર્થ એ વિશેષ બળવાન છે. જો કે તેને ઉપરોકત પોતાનાં ચાર સોબતી વિના ચાલી શકતું નથી તો પણ તેનામાં પ્રબળ શકિત રહેલી છે માટે પુરૂષાર્થને પ્રાધાન્ય પદ અર્પી આપે જરા આગળ વધવું જોઈએ. વિજયનાં વિકટ માર્ગે વિપત્તિ વ્યંતરીનો સમાગમ થવાથી પુરૂષાર્થની ખામીને નિરાશાનાં અંતરપટમાં છુપાવી દઇ કેવળ એકાન્ત નયે કર્મવાદી બની જવું એના જેવી ગંભીર ભૂલ બીજી કઇ હોય શકે ? સિતા નાં હરણ વખતે

---

*નયનાં સાતભેદ છે. ૧ નીગમનય, ૨ સંગ્રહનય, ૩ વ્યવહાર નય, ૪ ઋજુસૂત્રનય, ૫ શબ્દનય, ૬ સમભીરૂઢ નય, અને ૭ એવંભુત નય. આ સાતે નય પર અનેકાન્ત નય લાગુ પડે છે. તેનું વિશેષ સ્વરૂપ જાણવા માટે પરમપુજ્ય મુનિમહારાજશ્રી અમોલખ ઋષિ કૃત 'જૈનતત્ત્વ પ્રકાશ' પૃષ્ટ ૧૦૫ પ્રકરણ ૨ બીજામાં જોઈ લેવું.+વીર પ્રણીત શ્રી ઉપાશક દશા સૂત્ર અધ્યયન સાતમું.

રામચંદ્રજી અને લક્ષમણજી સાધનનાં અભાવે નિરાશ નહીં થતા સુ-
દઢ મનોબળ સહીત સતત્ ઉદ્યમથી કાર્ય સિદ્ધ કરવાની મહાન ફર-
જને તેઓ ન વળગી રહ્યા હોત તો શું વિજય પ્રાપ્ત કરી શકત
ખરા ? કોઇ એક વિદ્વાન ગ્રંથકાર તેને માટે લખે છે કે—

## सीखरणी छंद.

**विजेतव्या लंका, चरण तरणीयो जल निधी:**
**विपक्षः पौलस्त्यो, रण भुवि सहायाश्च कपयः ।**
**तथाप्येको रामः सकल मजय द्राक्ष सकुलं ।**
**क्रियासिद्धीः सत्वे, वसति महतां नोप करणे ॥ १ ॥**

**ભાવાર્થ**—વિજય મેળવવા માટે લંકામાં જવા સારૂ ભુજાથી સમુદ્ર તરવાનો હતો; અને ત્યાં જઈ પૌલસ્તય જેવા એક જબરજસ્ત રાક્ષસની સાથે માત્ર વાંદરાઓની સહાયતાથી જ સંગ્રામ કરવાનો હતો; છતાં પણ રામચન્દ્રજી અને લક્ષમણજીમાં હિમત્ અને સત્વ હતું તો પોતાનાં બળથી ઝુઝી સકળ કાર્ય સિદ્ધ કર્યું; પરંતુ અન્યની આશા રાખી બેસી રહેવાથી નહિં. પોતાપર વિશ્વાસ રાખી પ્રયત્ન કરવાથી જ ફતેહ પામ્યા.

પતિ! ઉપરોક્ત કારણોને અનુસરી સારી રીતે સમજી શકાય છે કે પુરૂષાર્થની ખાસ આવશ્યકતા છે. હું ધારૂં છું કે હવે આપની સદ્સદ્ વિવેક બુદ્ધિ એકાંત કર્મવાદીપણું સ્વિકારી શકશે નહિ.

આમ વાર્તાલાપ ચાલી રહ્યો છે, તેવામાં **વિજયસિંહ** અને **નીતિસિંહ** નામનાં ઉભય રાજકર્માચારીયો અશ્વારૂઢ દ્વારા અતિ સિઘ્ર વેગે ત્યાં આવી પહોંચ્યા.

પ્રિય વાંચક !

વિજયસિંહ અને નીતિસિંહ એ બન્ને હલકી જાતનાં ખવાસો હતા. તેઓની વાણીમાં મીઠાસ પણ અંતરમાં હળાહળ ઝેર ભરેલું હતું; ખટપટનાં છુપા શસ્ત્રો ચલાવવામાં તેઓએ યોગ્ય કુશળતા પ્રાપ્ત કરી હતી; અન્ય ને વશ કરવામાં પુરેપુરા ખેલાડી હોવાથી સત્યપ્રિયનાં મનોરાજ્ય પર તેઓએ સંપૂર્ણ સત્તા જમાવી હતી; સત્યપ્રિય નો તે બન્નેના પર સંપુર્ણ પ્યાર અને વિશ્વાસ હતો; રાજ્યનાં ભંડારો ખાલી કરવામાં અને પ્રજાજનો ને પીડવામાં તેઓએ રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું હતું; છળ કપટથી અઢળક દ્રવ્ય એકઠું કરવામાં પોતાની જીંદગીનું સાર્થક માનતા હતા; નજીવા લાભને ખાતર રાજ્ય ને લાખો ની નુકશાની માં ઉતારવા માટે અહરનિશ કટ્ટી બદ્ધ રહેતા; પ્રાણ ઘાતક પ્રપંચો રચવામાં સમય આવ્યે ખુના મરકી ચલાવી પોતાની દુષ્ટ મુરાદ પાર પાડતા હતા; રાજકુટુમ્બ ને અત્યાચારોની અંમાવાસ્યા મા હડસેલવા માટે તેઓ ભગિરથ પ્રયત્ન સેવી રહ્યા હતા; અને દેવી ભાનુમતિ તથા કુમાર પ્રબળસિંહ પોતાનાં ઇચ્છિત કાર્ય માં વિઘ્ન રૂપ હોવાથી વખત આવે તેનું કાસલ કાઢવાની તિવ્ર આતુરતા ને તેઓ વળગી રહ્યા હતા.

આ અમાનુષિ હૃદયવાળા પ્રપંચી પિસાચોનું જીવન વૃતાંત કેવા ઘોર કૃત્યને આભારી છે તે આપણે આગળ ઉપર જોશું. હાલ તો તેઓને રાજ્યનાં એક 'હિતચિંતક ' તરીકે ઓળખાવી ઇચ્છાનુસાર વર્તન ચલાવી લેવા માટે કીમતી તક આપવામાંજ સાર છે. કેમ કે કુદરત નો એક એવો નિયમ છેકે જગતમાં જ્યારે અજ્ઞાન, અંધશ્રદ્ધા, અને અત્યારનો ઘોર અંધકાર વ્યાપી રહે છે, ત્યારે સત્યરૂપી સૂર્યના

અદ્વિતીય પ્રકાશથી તે અંધકારનાં ઘાતક પણે કોઇ વિરલ વ્યક્તિનો ઉદય થાય છે. શ્રી કૃષ્ણચંદ્ર, શ્રી રામચંદ્ર, શ્રી ગાૈતમબુદ્ધ, અને શ્રી મહાવીર ઇત્યાદિ મહા સ્મર્થ વ્યક્તિઓના જન્મ એ સિદ્ધાંતની સાક્ષી પુરે છે.

**વિજયસિંહે વિનય પુર્વક રાજનીતિ જાળવ્યા બાદ મહારાજા સત્યપ્રિયને જણાવ્યું.** "કૃપાળુ નરેશ ! અવિનય માટે પ્રથમ ક્ષમા યાચી કહેવાની રજા લઉં છું કે આજ નાં કમકમાટી ભરેલા બન વે શહેરની સમસ્ત પ્રજા પર કદિ ન ભુલાય તેવી એક એવી તો જબરી અસર કરી છે કે તેનું યથાર્થ વર્ણન થવું એ ખરેખર અશક્ય છે. કૃપાસિંધુ ! કેટલાએક નાનાં બાળકો અને સ્રીપુરૂષોના અચાનક ગેબ થયાના સમાચાર ચોમેર પ્રસરી રહેવાથી નગરના ચિતાકર્ષ હવેલીઓ, સુંદર આવાસો, અને મનહર રાજભુવનોમાં સંપુર્ણ શોકનો આવિર્ભાવ પ્રગટ થઇ રહ્યો છે; સ્ફાટિક ના રંગબેરંગી દીવાલોવાળા ભવ્ય મનોહર દીવાન ખાનાઓ સ્રીઓનાં કરૂણાંજનક વિલાપો વડે દષ્ટાનાં ક્ષોભનીય હૃદયને ભયસુચક દશાનું ભાન કરાવી રહ્યા છે; વ્યાપારની પરીસીમા એ પહોંચેલા અનેક *શ્રીધર સુખી કુટુમ્બો +આર્ત અને *રાૈદ્ર

---

* લક્ષ્મીવાળા. + અનાદી કાળથી સંસારી જીવને સુભાસુભ કર્મનો ચેપ લાગુ પડેલો હોવાથી ઇષ્ટ વસ્તુનો સંયોગ અને ઇષ્ટ વસ્તુનો વીયોગ તથા અનિષ્ટ વસ્તુનો સંયોગ અને ઇષ્ટ વસ્તુનો વિયોગ થતા જે સંકલ્પો ઉત્પન્ન થાય છે તેનું નામ ' આર્ત ' ધ્યાન.

" ધ્યાન કલ્પતરૂ નામનાં પુસ્તકમાંથી.

*** रुद्रक्रुराशय प्राणी प्रणीत स्क्त्व दर्शिभीः**
**रुद्रस्य कर्मभावो वा रौद्र मित्यभी धीयते. ॥ १ ॥**

" ज्ञानार्णव २६ श्लो.ક. "

ધ્યાન ની મહાન જ્વાળા મય જીવતી હોળીમાં સ્વદેહની આહુતી આપી રહ્યા છે; નવ પરણીત નવોઢાઓ પતિ વીરહથી સજળ નેત્રે દુખાઃશ્રુની શ્વેતધારા વતી આ જીવલેણ બલા સામે વિવીધ પ્રકારના શ્રાપો વરસાવી રહી છે; ગૃહસ્થાશ્રમ ના નૂતન મુસાફરીમાં પ્રવેશ કરનાર નવયુવકો પ્રેમ પોશિત પ્રિયતમાઓ નાં વિયોગ દુઃખ વડે ચિત્તની વ્યગ્રતા ને લઇ ચોમેર ભ્રમીત દશાનું ભાન કરાવી રહ્યા છે; અનેક પ્રકારનાં યાંત્રિક કારખાનાઓ માં ના લાખો કામદારો પોતાની આંતરીક દીલગીરી જાહેર કરવા માટે સમસ્ત બજારોની વિશાળ શ્રેણીઓ અને સુંદર ચૌટાઓ પર લોકોનાં ભારે જમાવટ ની સાથે એવાતો ઉભરાય નીકળ્યા છે કે ટ્રામ,વિકટોરીઆ, અને બેલગાડી ઇત્યાદિનો વ્યવહાર આપો આપ બંધ થઇ રહ્યો છે; હુન્નરોની અભિવૃદ્ધિ માટે યોજાએલ ઉત્તમ સંસ્થાઓ નો ભાનુ પ્રકાશ તાલીમ લેનારા હજારો ઉમેદવારો ની ગેરહાજરી ને લીધે ઘોર અંધકારમાં પ્રવૃત્ત થઇ રહ્યો છે; લૉ અને મેડીકલ કૉલેજ, સાયન્સ અને કોમર્સ કૉલેજ, તથા ઇલેકટ્રીક હાઉસ અને આર્ટસ કૉલેજ માં અનેક પ્રકારનો શોર બકોર મચી રહ્યો છે; અને પ્રજામંડળ નાં સંયુક્ત બળને લઇ સ્થળે સ્થળે શોક જનક પરિષદો ઉભરાઇ રહી છે. મુગટમણી ! હવેતો દદ થઇ કોઇ પણ રીતે આ ભુતાદિક નો ઉપદ્રવ શાન્ત થાયતો સારૂ. "

---

**ભાવાર્થ**:—જે ક્રૂર પરિણામવાળો પ્રાણી થાય છે તે રૂદ્ર કહેવાય છે. અને તે રૂદ્ર પ્રાણીનાં કર્ત્તવ્યો તથા તેની ભાવપ્રણાલીકાના પરીણામને "રૌદ્ર ધ્યાન' કહે છે.

આર્ત તથા રૌદ્ર ધ્યાનનું વિશેષ સ્વરૂપ વીરપ્રણીત સૂત્ર "ઉત્તવાયજી"માં જોઇ લેવું. જેમાનો ટુંકસાર 'ધ્યાન કલ્પતરૂ' માં પણ આપેલ છે. ( અમોલખ રૂષિકૃત. )

નીતિસિંહે શહેરની અધમાવસ્થા માટે સ્પષ્ટ ખુલાસો કરતા જાહેર કર્યું–" પ્રતિભાશાળી નરેંદ્ર! જ્યારથી ભુત પ્રેતાદિની ભયંકર દૃષ્ટિનાં યજ્ઞકુંડમાં સત્યવતિ નગરીનું બળીદાન અપાયું છે ત્યારથી તે નગરીનાં આશ્રિતોને સ્વપ્ને પણ સુખ પ્રાપ્ત થયું નથી એ ખરેખર સોચનીય છે. આજનાં દુઃખદાયક બનાવની નોંધ લેતા મારે કહેવું જોઇએ કે આપણા કાન્તિલાલ નામના નગરશેઠની સ્ત્રી આજે પુર્ણિમાનો દિવસ હોવાથી સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરી સ્વહસ્તમાં પુજાની સામગ્રી સહીત સુવર્ણ થાળ ગ્રહણ કરી સરખેસરખી સાહેલીઓની સાથે કેટલાએક શિરબંધી વળાવાઓ સહિત યક્ષદેવનાં મંદીરે દર્શનાર્થે ગએલ ત્યાંથી એકાએક આખું સ્ત્રીમંડળ ગુમ થયું છે: એટલું જ નહિ પરન્તુ સાથેના નોકર ચાકરનો અને શીરબંધી વળાવાનો પણ પત્તો નથી. આ ત્રાસદાયક બનાવે સમસ્ત નગરીમાં એવો તો હાહાકાર વર્તાવી દીધો છે કે સર્વ કોઇ ભયથી કંપે છે."

આ દુઃખદ સમાચારથી દંપત્તિના કોમળ અંગોપાગ ઉપર મહાન તીક્ષણ વજ, નો પાત થયો હોયની! એવો ભાસ થવા લાગ્યો. ક્ષણે ક્ષણમાં તો જાણે હૃદયનાં કકડેકકડા થઇને તુટી પડતા હોયની! એવા ભ્રમમાં જ તેઓ ડુબી ગયા; પરંત્ર મનુષ્ય નિહાળી શકે એવી એક પણ નિશાની વગર તેઓ પોતાનાં ભારે દુઃખ સાથે દ્રઢતાથી લડી રહ્યા.

રાજાએ સોચપુર્વક જણાવ્યું–"બહાદુર વીરો! અંતરિક્ષ બલાનાં ત્રાસદાયક જુલમ નીચે શહેરની સમસ્ત પ્રજા જે દુઃખોદ્ગાર વર્શાવી રહી છે તે જાણી હું ખરેખર દીલગીર છું. તમારા જેવા બાહોશ અને કાર્યકુશળ કાર્યવાહકોના હાથ નીચે ભુતાદિકને હતાસ પમાડવા મા-

તેના અનેક ઉપચારો ક્રમે લગાડયા છતાં અદ્યાપિ પર્યંત તે બલા શાન્ત પડી નહિ; તેનું મુખ્ય કારણ જો કાંઇ પણ હોય તો તે માત્ર તેની અદૃષ્ય અને ઇંદ્રજાળી વિદ્યા છે. તમો સારી રીતે જાણો છો કે એક રાજા તરફથી જેટલું થઇ શકે એટલું મેં પ્રજાજનોનાં રક્ષણાર્થે બનતું કર્યું છે: છતાં પણ મારે કહેવું જોઇએ કે પ્રજાને પિડા કરનાર જો કોઇ મનુષ્ય હત તો એક સેંકડમાં તેનો હું ઇલાજ લેત પરંતુ આવી અદૃષ્ય બલાની શાન્તિ માટે કેવા પ્રકારનો તેનાપર કાબુ મેળવવો જોઇએ તેના માટે પુખ્ત વિચાર કર્યા વીના છુટકો નથી. હું ધારૂં છું કે આવી જીવલેણ બલા 'દૈવકૃપા' વીના શાન્ત થાય તેમ નથી. (ભાનુમતી તરફ દૃષ્ટિ કરી) સતી! આ દુઃખદ સમાચાર કર્ણેંદ્રિપર અથડાતા હવે હું ધારૂં છું કે તમે તમારા વિચારો ફેરવી શક્યા હશો; એટલુંજ નહિ પણ કર્મના અચળ સિદ્ધાંતને દૃઢ શ્રદ્ધાથી વળગી રહેવા માટેની મક્રમ માન્યતાનો તમોએ સ્વિકાર કર્યો હશે. આવા પ્રત્યક્ષ અકસમાતો દૃષ્ટિ સનમુખ હાજર હોવા છતાં પણ તેને ક્ષતીગતાનું સ્વરૂપ આપવું એ "**વિદ્વાનને વિના પરીચયે મુર્ખ કહેવા જેવું અને રેશમને વિના સ્પર્શે કઠોર કહેવા જેવું સાહસ કહેવાય.**"

**ભાનુમતીએ સત્યના રક્ષણની ખાતર દલીલપુર્વક જવાબ આપ્યો.**

"સ્વામી! જેમ વર્ષાઋતુમાં મેઘની ઘનઘોર ઘટા નિચે જળથી ભરેલી વાદળી વાયરાના અતિ તીવ્ર વેગની સાથે ઘસડાતી અન્ય સ્થળે જઇ પહોંચવા છતાં પણ વફાદાર મયુરમંડળ તેમના પ્રત્યેનો ભક્તિભાવ ઓછો કરી શકતું નથી; તેમ સત્યનું અજીત તત્વ અજ્ઞાનતનાં ઘોર અંધકારની પ્રબળતાને લઇ કદિ પ્રકાસમાં ન આવી શકતું હોય તો

પણ તેના પ્રત્યેનો મારો ભક્તિભાવ ઓછો થઇ શકે તેમ નથી. આ વખતે મી. કેરીના શબ્દો મને યાદ આવે છે. ને કહે છે કે—"સાચું અને વ્યાજબી જણાયા પછી–દુનીઆ મને ગમે એટલો ખરાબ કહે તો પણ ઠપકા અને શરમની દરકાર કર્યા વગર બેધડક કહીશ કે મારા નામને કદી બટ્ટો (બેવડોટ) લાગવા દઇશ નાહિ. વર્તનમાં હું નર રહીશ." પતિ! આપ વિચારશિલ અને બાહોશ રાજકર્તા એ આવા ધુર્તમય ઉલ્કાપાતને અદષ્ટ બલાનું સ્વરૂપ આપી તેના અસ્ત માટે કેવળ દૈવકૃપાપર ભરોંસો રાખી બેસી રહેવું એ કોઈ પણ રીતે યોગ્ય કહેવાય નહી.

મહાત્મા 'ભર્તૃહરી' કહે છે કે—

## वसंत तिलीका.

उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मी–
दैवं प्रधान मिती का पुरुषा वदन्ति ॥
दैवं निहत्य कुरु पौरुष मात्म शक्तया ।
यत्ने कृतेयद्वि न सिद्धति कोऽत्र दोषः ॥ १ ॥

**ભાવાર્થ:**—સિંહના જેવા પરાક્રમી માણસને જ લક્ષ્મી–આ લોક અને પરલોકની સંપત્તિ પ્રાપ્ત થાય છે. દૈવ આપશે ત્યારે જ મળશે એમ તો કાયર–આળસુ માણસો જ બોલે છે. હે ભાઇ! જેટલી તારામાં શક્તિ હોય તે પ્રમાણે દૈવની સામે થઇ પુરૂષાર્થ કર. પુરૂષાર્થ કરવાથી અવશ્ય સિદ્ધી મળશે પુરૂષાર્થ કરતા પણ ફળ ન મળે તો તેમાં પણ હજી ખામી છે એમ સમજી બીજીવાર ત્રીજીવાર પ્રયત્ન કરીશ તો ફળ મળશે આપણામાં પણ એક સાદી કહેવત છે

કે 'મનુષ્યયત્ન તો ઈશ્વર કૃપા' પ્રયત્ન કર્યા વિના ઇશ્વર કૃપા–આત્મજ્યોતિ ઉદ્‌ભવી શકતી નથી. પ્રાણેશ ! હું આપને ખરૂં કહું છું કે આપ નિરૂત્સાહી વીચારોને જરા રોકી પ્રોત્સાહી વૃત્તિનાં વારી પ્રવાહમાં કર્ત્તવ્ય નાવને નિડરપણે વહેતુ મુકવા પ્રયત્નશીલ થશો તો બેશક આ પોપલીલાનો ભેદ ખુલ્લો થતાં સત્ય શું છે તે આપ સમજી શકશો. વાડ હોવા છતાં વેલાનું ભક્ષણ થાય તો પછી વાડની મહત્વતા શું? તેમ આપ રાજા હોવા છતાં પ્રજા પિડાય તો પછી આપની મહત્વતા વિષે શું ધારવું ? દુઃખીઓનાં અશ્રુઓ લુછવા જેવું મહાન પુણ્ય બીજું કયું હોઈ શકે ? ગુંસેનાદ નામે અધ્યાત્મને લગતા પુસ્તકમાં કહ્યું છે કે–'જેમ પ્રાતઃકાળમાં સૂર્યના કિરણો ગ્રહણ કરવાને કમળ પોતાની પાંખડીયો ઉઘાડે છે, તેમ મનુષ્ય માત્રના દુઃખની બુમ સાંભળવાને તારા કાન ઉઘાડા રાખજે; અને દુઃખીની આખમાંથી દુઃખનું આંસુ તારા હાથે તું લુછી ન નાખે ત્યાં સુધી સખ્ત સુર્યથી તેને સુકાવા દેતો નહિ પણ મનુષ્યનું બળતું હરેક આંસુ તારા હૃદયપર પડવા દેજે અને ત્યાંજ રહેવા દેજે અને જયાં સુધી જે દુઃખથી તે આંસુ જન્મ પામ્યું હતું તે દુઃખ તું દુર ન કરે ત્યાં સુધી તારા હૃદયપરથી તેને ખંખેરી નાખતો નહી. હે અત્યંત દયાળુ હૃદયના માનવી! આવા આંસુનો જે ઝરો બને છે તેથી શાશ્વત દયાનું ક્ષેત્ર પોશાય છે; અને આવી ભુમિપરજ શ્રી બુદ્ધ અને શ્રી અર્હત તિર્થંકર જેવા પુષ્પો ખીલી નીકળે છે.' પ્રિયતમ ! ઉક્ત સદુપદેશ આપને શું સૂચવે છે ? તે એમજ કહે છે કે આપના માટે કર્ત્તવ્યક્ષેત્ર તૈયાર છે. કેમ વિજયસિંહજી તમારૂં શું માનવું છે ? "

વિજયસિંહે સત્યપ્રિયના વિચારોને અનુમોદન આપતા જણાવ્યું--"સુખદુઃખ, ઇષ્ટ અનિષ્ટ, અને વિજય પરાભવનું અંતીમ પરિણામ એ માત્ર કર્મનેજ આભારી છે. સ્વર્ગસ્થ મહાત્મા ખોડીદાસજી ખરૂં કહે છે કે—

> કર્મપ્રતાપ તુરંગ મીલાવત, કર્મસેં છત્રપતિ પન હોઇ;
> કર્મસેં પુત્રસુપુત્ર કહાવત, કર્મસેં ઓર બડો નહિ કોઇ.
> કર્મ ફર્યો જબ રાવનકો, તબ સોનકી લંક છીનમેં ખોઇ;
> આપ બડાઇ કરો કહાં મુરખ, "કર્મ કરે સો કરતન કોઇ."

એકજ માતાનાં ઉદરથી જન્મ પામેલા બે ભાઇઓ કે જેમાં એક હજારોની પંક્તિમાં ખમા ખમા કહેવાય છે તો એકને શીરપર બોજો ઉપાડવા પણ પુરો મળી શકતો નથી; એક મન માનતા ભોજનવડે તૃપ્ત બની ગાદી તકીયાપર આનંદથી મહાલે છે તો એકને જુની જારના પણ વાંધા થઇ પડે છે; એક મનમોહક વસ્ત્રાભુષણો સજી અત્યાનંદમા કાલક્ષેપ કરે છે તો એકને સો થીગડાવાળું વસ્ત્ર પણ મળતું નથી; એક હજારોપર મનગમતો હુકમ ચલાવી મોજશોખ ભોગવે છે તો એકને હજારોના પાદપ્રહાર સહન કરવા પડે છે; એક દીનજનોનાં સ્વેત ખળખળાતા અશ્રુઓ લુછવા માટે ભાગ્યશાળી બને છે તો એકને ઉદર પુર્ણ અન્ન પણ પ્રાપ્ત થઈ શકતું નથી; એક એરોપ્લેનદ્વારા વિશ્વની મુસાફરી કરી દુનીઆનો મહાન અનુભવ મેળવી શકે છે તો એકને વિકટ અટવીમાં રઝળી રખડી અનેક વિપત્તિઓ સહન કરવી પડે છે; એક સ્પ્રિંગવાળા મનહર છત્રીપલંગમાં પોઢી મીઠી નિંદ્રાનો ભોક્તા બને છે તો એકને તૃણની પથારી પણ મળી શકતી નથી; એક લગ્નોત્સવને લઇ અપુર્વ સુખમાં ગરકાવ બને છે

તો એક પ્રેમીજનોનાં અંતીમ સમયને લઈ સંપુર્ણ શોકમાં હડસેલા ય છે; અને એક મીલ પ્રેસ કે જીનની સહાયતાવડે કરોડપતિ બને છે તો એક અનેક પ્રકારના સટ્ટાઓવડે મુળગી મુડી ગુમાવી રંક અને છે, આનું કારણ માત્ર પુર્વ ભવાંતરોનાં સુભાસુભ કર્મો જ છે. કિશન બાવનીમાં ખરૂં જ લખ્યું છે કે—

કવીત.

કબહુક બાગ હાથ. બાજતે નગારે સાથ;
કબહુક પાંઉ પ્યાદે, શીર બોજ સહીએ.
કબહુક મેવા મીસરી કે, અજીરન હોય;
કબહુક મુઠી ભર, ચુનગોહી લહીએ.
કબહુક આપ દ્વાર, બીર હે બીમારન કી.
કબહુક આપ જાઇ, પરદ્વાર વસીયે.
હારીયે ન હીમત, બિસારીયે ન રામ નામ;
જેસી બીધ રાખે કર્મ, તેસી બીધ રહીએ.

કર્મની આવી વિચીત્રતા છે. કેમ નિતીસિંહજી મારૂં કહેવું યોગ્ય છે કે નહિ?"

નીતિસિંહે તેજ સિદ્ધાંતને કાયમ રાખી જવાબ આપ્યો.

"વિજયસિંહજી! હું પણ તેજ વિચારોને મળતો છઉં. કર્મનો દુર્ભેદ પાસ એવો તો અચળ છે કે મોટા મોટા દેવદાનવો પણ તેનાથી હતાસ પામે છે. સમસ્ત સૃષ્ટિના ચૈતન્ય વાસી દરેક જીવાત્માઓ કર્મના દોરપર નૃત્ય કરી રહ્યા છે. વેદાંતિ શાસ્ત્રોમાં કહ્યું છે કે—

ना भुक्तं क्षीय ते कर्म, कल्प कोटी शतैरपी ॥
अवश्य मेव भोक्तव्यं, कृत कर्म शुभाऽशुभम् ॥ १ ॥

**ભાવાર્થ:**—કરોડો કલ્પ વિત્યા છતાં પણ કર્મનું કરજ આપ્યા વિના છુટકબારો થવાનો નથી. શુભ યા અશુભ જે પ્રકારનાં કર્મો કર્યા હશે તે પ્રકારે અવશ્ય ભોગવવાંજ પડશે.

જૈનીઝમ તરફ દૃષ્ટિ કરતાં અવશ્ય જણાય છે કે શ્રી ઋષભદેવ સ્વામીને એક વરસ સુધી ક્ષુધા સહન કરવી પડી; શ્રીમન મહાવીરને બારં વરસ દુઃખ પડયું અને બ્રાહ્મણી કુખે જન્મ ધારણ કરવો પડયો; સગર રાજાનાં સાઠ હજાર પુત્રો એકજ દિવસે મુઆ; સનતકુમાર ચક્રવર્તિને સોળ રોગ ઉત્પન્ન થયા; રાવણ પોતાની સમૃદ્ધિ સહીત નાશ પામ્યો; રામચંદ્રજી લક્ષ્મણજી અને સીતાજી વનમાં રઝળ્યાં; છપન કોટી યાદવોનો ધણી શ્રીકૃષ્ણચંદ્ર કાસંબી વનમાં હતાસ પામ્યો; પાંચે પાંડવોને લાખાગૃહમાં સપડાવું પડયું; દ્રૌપતિ પાંચ પત્તિની ભાર્યા કહેવાણી; હરિશ્ચંદ્રને રાણી તારામતીનો વિક્રય કરવો પડયો; દધીવાહન રાજાની પુત્રી ચંદનબાળા પર અસીમ દુઃખનો ડુંગર તુટી પડયો; સમ્યકત્વવંત શ્રેણીક રાજાને પોતાનાં પુત્રનાં હાથથી બંધાવું પડયું; નળે સર્વસ્વ ગુમાવ્યું; સુદર્શન શેઠને સુળીએ ચડવું પડયું; મુંજ રાજાને ભીક્ષા માગવી પડી; કોણીક નૃપત્તિને તમસ ગુફામાં વાસ કરવો પડયો; ગજસુકુમારનાં શીર પર તેનાં સોમલ સસરે ખેરનાં અંગારા ભર્યા; સાગરદત્તનું શીસ બળ્યું; ઢંઢણ ઋષિનાં પાંચસો શિષ્યો ઘાણીમા પીલાણા; ચૌદપુર્વી ધારીઓને નિગોદનાં ગૃહમાં ( અપવાદ. ) વાસ કરવો પડયો; કળાવંતીનાં કાંડા કપાણા; અને સુભદ્રા કે જે સતિત્વની પરાકાષ્ટાએ પહોંચેલી તેનાં ઉપર પણ કલંક આવ્યું. આવી રીતે ઉક્ત મહાન્ વ્યક્તિઓને આવો દુઃખદાયક પ્રસંગ સાધી આપનાર માત્ર કર્મ છે. તેની કૃપા વડે દરેક

ઇષ્ટ પદાર્થો મળી શકે છે જેના પર કર્મની વક્ર દ્રષ્ટિ પડે છે તેની પાસે જે કાંઇ હોય તે પણ જતું રહે છે. છેવટમાં સ્વર્ગ કે નર્કનું દિગ્દર્શન કરાવી આપવું એ તમામ સત્તા કર્માધીન છે. લલાટમાં લખાએલ લેખ કદી પણ મીથ્યા થનાર નથી અનુભવીયો ખરૂં જ કહે છે કે—

કોટી દ્રવ્ય કંગાલ, રંક અને રાજા સમો;
લેખ લખેલા ભાલ, ટાળ્યા કદી ટળશે નહીં.

ખરેખર કર્મની પ્રબળ સત્તા છે. તેની કૃપા વિના અસિમ પરિશ્રમ પણ વ્યર્થ જાય છે."

ભાનુમતિએ શાસ્ત્રનું સત્ય સ્વરૂપે દર્શાવતા જણાવ્યું.—

"તમોએ જે જૈનીઝમનું સ્વરૂપ આલેખ્યું તે જૈનીઝમમાં પણ પુરૂષાર્થ માટે ઘણું કહ્યું છે. તમોએ દર્શાવેલી દરેક વ્યક્તિઓને હતાસ પામવાનું મુળ કારણ માત્ર તેઓની બેદરકારી છે. ઋષભદેવ સ્વામીનાં ભરતાદિક સો પુત્રો, હરકેશી મુની, સયતી રાજા, અનાથી મુની, રહનેમી, ગજ સુકુમાર, ખંધક સન્યાસી, સુદર્શન શેઠ, ઉદાઇ રાજા, ધર્મરૂચી અણગાર, અર્જુન માળી, અને શાળીભદ્ર ઇત્યાદિ મહાપુરૂષોએ પોતાનું કર્તવ્ય મીશિન સુદ્રઢ મનોબળ, જાહેર હીંમત અને સંપુર્ણ પ્રોત્સાહથી આગળ ન લંબાવ્યું હોત તો શું કર્મનાં દુર્ભેદ પાસને તેઓ ભેદી શકત ખરા? **શ્રી ઉપાશક દશા સૂત્રનાં સાતમાં અધ્યયન**માં શ્રીમન્મહાવીર સ્વામી અને શકદાલ વચ્ચે પુરૂષાર્થનાં વિષયપર ભારે સંવાદ ચાલેલો છે. ગોશાળાનો અનુયાયી શકદાલ કે જે ભાવિભાવની કર્મ રેખાને એકાન્ત નયે માનનારો હતો તેને શ્રીમન્મહાવીરે એકદા પુછ્યું કે હે શકદાલ! આ અનેક તરેહનાં માટીનાં વાસણો કે જે તારી કોડમાં પડયા છે તે શી રીતે બન્યા છે?

શકડાળે તેનું વર્ણન કરી જણાવ્યું કે-પ્રથમ માટી હતી, પછી તેનો ભુકો થયો, પછી તેમાં પાણી પડયું, ત્યાર પછી તે ખુબ કચરાણી, અને છેવટે તેનો પીંડો થઇ ચાક ઉપર ચડયો... વિગેરે વિગેરે. આથી મહાવીરે પુનઃ પ્રશ્ન કર્યો કે એ તમામ વાસણો તારાં પુરૂષાર્થથી બન્યા કે વિના પુરૂષાર્થે? પ્રત્યુત્તરમાં શકડાળે જણાવ્યું કે સર્વે પદાર્થો ભાવીભાવને આધીન છે; કેમકે તે બનવાનાં હતા તે બન્યા. મહાવીરે કહ્યું કે જો એમજ છે તો પછી કોઇ માણસ તારા વાસણો અમુક હથીયારથી તોડી ફોડી નાખે તો તેનાં પ્રત્યે તને કોઇપણ જાતનો રોષ ઉત્પન્ન થાય કે? શકડાળે જવાબ આપ્યો કે જરૂર થાય તેણે વાસણો ફોડી મને નુકશાન કર્યું તો રોષ કેમ ન થાય? મહાવીરે કહ્યું કે. તારા મત પ્રમાણે તેમ કરવું વ્યાજબી નહીં. કેમકે તે વાસણો ફુટવાનાં હતા તો જ ફુટયાં. તો પછી ફોડનારનો શું દોષ? શકડાલ બોલ્યો કે તે માણસે કોઇ પણ હથીયારથી ફોડી નાખ્યા માટે તેણે ગુન્હો કર્યો. મહાવીરે પ્રસન્ન વદને જણાવ્યું કે ત્યારે તો પુરૂષાર્થ સિદ્ધ થઇ ચુકયો. કેમકે તે માણસે કોઇ પણ હથીયાર માર્યું તો વાસણો ફુટયા. હથીઆર માર્યું ન હોત તો વાસણો ન ફુટત માટે હે શકડાલ! તું માન કે †**ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરૂષાકાર-પરાક્રમ** છે. અને આપણે કરવા ધારીયે તો થઇ શકે છે.

મહાવીર સ્વામીનો આ સિદ્ધાંત શકડાલને સત્ય લાગ્યો અને

---

† ઉત્થાન=કાર્ય કરવા માટે ઉદ્યમવંત થવું. કર્મ=ઉત્ક્ષેપણ અને અપક્ષેપણ આદી ક્રિયા. બળ=શારીરિક સામર્થ. વીર્ય=જીવનનું સામર્થ. પુરૂષાકાર=મનુષ્યપણાને ઘટે તેવો પ્રયત્ન પરાક્રમ=જે પ્રયત્ને ફળની સિદ્ધી થઇ તે.

સ્નેહ પુર્વક તેણે તે સ્વિકાર્યો. ત્યારથી શકદાલ શ્રીમન્મહાવીરનો પરમ ભક્ત બન્યો.

**ભગવતી સૂત્રનાં પહેલા શતકનાં ત્રીજા** ઉદ્દેસામાં પણ કર્મનો ઉદય, ઉપશમ, ઉદીરણા પ્રભૃતિ. આપણું કર્યું થાય છે એમ જણાવીને ઉત્થાન, કર્મ, બળ, પુરૂષાકારની સ્થાપનાં કરી છે."

આમ વાર્તાલાપ ચાલી રહ્યો છે તેવામાં પ્રજા મંડળ ઘોંઘાટ કરતું રાજ મહેલ પાસે આવી પહેંચ્યું.

આ વખતે કુમાર પ્રબળસિંહ એકાગ્ર ધ્યાને પ્રભુ સ્તવનમાં લીન હતો; શાન્તિ, આનંદ, અને ચિત સમાધીનું પાન કરી પરમ-કૃપાળુ પરમાત્માની અકળકળાનું સ્મરણ કરતો હતો; અને જીવનની ઉપયોગીતા પાછળ આત્મશક્તિનાં વિકાશ માટે હૃદયનું ક્ષેત્ર વિશુદ્ધ કરવામાં તલ્લીન હતો. તેવામાં શોર બકોરનાં ધ્વનિએ તેની વિચાર માળામાં ભંગાણ પાડયું. સત્વર તે કામ આટોપી લઈ આ કોલા-હોલ કેવાનો છે તે જાણવા માટે ઉત્સુક થયો. યોગ્ય ચિકીત્સા પુર્વક તે જોઈ શકયો કે આજે પ્રજા મંડળ કોઇ ભારે ગમગીનીમાં છે તેથી સત્વર જ્યાં મહારાજા સત્યપ્રિય વિગેરે છે ત્યાં આવી પહોંચ્યો. સામેનાં રૂમમાંથી સરલા અને વિમળા પણ આવી પહોંચી. સર્વને નીચે જવાની ફરજ પડી. આવેલ પ્રજા મંડળનો કુમાર પ્રબળસિંહે યોગ્ય સત્કાર કર્યો; અને સામેનાં મેદાનમાં સર્વને શાંતિથી બેસી જવા સૂચવ્યું.

સત્વર આજ્ઞા થતા મહારાજા સત્યપ્રિય સમક્ષ પ્રજા મંડળે જાહેર કર્યું કે—" પ્રતિભાશાળી નરેંદ્ર ! આપનાં રામ રાજ્યની વિજય ધ્વજા નીચે સત્યવતિ નગરીની સમસ્ત પ્રજા કે જે પ્રવૃત્તિની પરિ-સીમા વડે શાન્તિ પુર્વક સ્વાતંત્ર્ય સુખનો ઉપભોગ કરી રહી છે તે

સ્વાતંત્ર્ય સુખ અત્યારે કોઇ અદૃશ્ય બલાનાં કોપથી નાશ પામ્યું છે. વર્ષાઋતુમાં મેઘની ભિષણ ગર્જનાથી જેમ સમસ્ત સૃષ્ટિમાં કંપનો આવીર્ભાવ થાય છે તેમ સર્વ કોઇ ભુતદિકનાં ભયથી વ્યાકુળ બની જીવનની ચિંતામાંથી મુક્ત થવા માટે આપની સહાયતા ઇચ્છે છે. આપે પ્રજા જનોનાં શ્રેયને માટે જે અસીમ સાહસ ઉઠાવેલ છે તે અમારા ખ્યાલ બહાર નથી પરંતુ પ્રતિક્ષણ જીવન બળ્યા કરતું હોવાથી અમારે નિરૂપાયે આપને જાહેર કરવું પડે છે કે કાંતો અમારૂં રક્ષણ કરો! યા તો શહેર છોડી ચાલ્યા જવાની આજ્ઞા આપો.'

સત્યપ્રિયે કંટાળેલી પ્રજાને આશ્વાસન આપતા નિવેદન કર્યું:-" મ્હારી વફાદાર પ્રજા! તમારા પર આવી પડેલા અકસ્માત માટે હું દીલગીર છઉં. એક રાજા તરીકે રૈયત પ્રત્યેની જોખમદારી ધ્યાનમાં લઇ તમારા હીત માટે જે કાંઇ શુભ પ્રયાસ સેવવામાં આવ્યો હોય તે માત્ર ફરજ સિવાય વિશેષ કાંઇ પણ નથી. સત્યવર્તી નાં ઇતિહાસમાં કદી નહી બનેલો બનાવ આજે બનવા પામ્યો છે એ કાંઇ ઓછી શોકજનક બીના ન કહેવાય. એ જીવલેણ બલાની અહોનીશ વધતી જતી પ્રબળતા એ એવું તો ગંભીર સ્વરૂપ પકડયું છે કે ગમે તેવા વીર યોદ્ધાને પણ તેની કુર અને ધાતીલી દૃષ્ટિનાં ભોગ થવું પડે છે. આજ સુધીમાં તેને હતાસ પમાડવા માટે કેવા સાહસો ખેડવા પડયા છે તે તમારા ધ્યાનમાં છે એટલે વધુ પિષ્ટ-પેસણ કરવા જરૂર જણાતી નથી. પુરૂષાર્થ સેવ્યા છતાં પણ ફળની પ્રાપ્તિ ન થાય ત્યારે ભાવિભાવની કર્મરેખા અત્યંત બળવાન છે. એમ માનવાને સબળ કારણો આ સમસ્ત સૃષ્ટિમાં મળી આવે છે. એક વિદ્વાન ગ્રંથકાર તેને માટે લખે છે કે—

उदयती यदि भानुः पश्चिमायां दिशायां ।
प्रचलती यदि मेरुः शीततां याति वह्निः ॥
विकसतो यदि पद्म पर्वताग्रे शीलायां ।
तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥१॥

ભાવાર્થ—સૂર્ય કદાચ પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂ કદી ચલાયમાન થાય, અગ્નિ શીતળપણું ધારણ કરે, પર્વતની શિલા ઉપર પદ્મ-કમળ ઉગે, એટલી વસ્તુઓ કે જે ન બનવાની છે તે કદાપી બની જાય તો ભલે બને પણ ભાવિભાવની જે કર્મરેખા તે તો કદી પણ ચલીત થવાની નથી.

ખરેખર ભાવીભાવની કર્મરેખા અજીત અને અચિંત્ય છે. મનુષ્યની ધારણાં અને પ્રયત્ન ગમે તેવા પ્રકારનો હોય તો પણ તેની ઈચ્છા વિનાં ફળ મળી શકતું નથી. ભાવિભાવની કર્મરેખા વડે એક દિવસ **શ્રી રામચંદ્રજીને વાંદરાઓની સહાયતા લેવી પડી, સતી સીતાને અગ્નિકુંડ મધ્યેથી પસાર થવું પડયું; નળરાજાને અંધપાળ થવાનો વખત આવ્યો; દમયંતીને માસીને ઘેર હાર ચોર્યાનું કલંક વહોરવું પડયું; પાંડવોને શ્રીકૃષ્ણચંદ્રનો કોપ સહન કરવો પડયો, દ્રૌપાતને દાસી પણે રહેવું પડયું; હરિશ્ચંદ્રને તારામતીનો વિક્રય કરવો પડયો; અને દેવી તારામતીને નીચની સેવા કરવી પડી.** સર્પનાં કરંડીયાને મીઠાઈનો કરંડીયો માની છીદ્ર પાડનાર ઉંદર ગમે એટલો મનમાં ફુલાતો હોય તો પણ શું થયું ? શું ભાવીની અકળ કળાને તે પોંચી શકે તેમ છે ? તે બિચારો જાણતો નથી કે મારી મહેનતનું ફળ મને પોતાનેજ ભાવી એ નિર્માણ કરી રાખેલા ઝેરી ભુજંગનાં ગ્રાસ

રૂપ પ્રગમશે. કોઇએક અનુભવી ગ્રંથકાર ભાવીની સત્તાનું વર્ણન કરતા કહે છે કે—

**कान्तं वक्ति कपोतिका कुलतया नाथान्त कालोऽधुना।**
**व्याधोऽधो धृतचापसज्जितशरः श्येनः परिभ्राम्यति॥**
**इत्थं चिन्तयतोः स दष्ट इषुणा श्येनोऽपि तेनाहत-**
**स्तूर्णं तौ तु यमालयं प्रति गतौ दैवी विचित्रा गतिः॥१॥**

**ભાવાર્થ**—વૃક્ષ નીચે સીકારીની દ્રષ્ટિએ પડેલી અને ઉપર સીંચાણનાં સપાટામાં સપડાએલી પારેવી પોતાના પતિ પારેવાને સંબોધી કહે છે કે હે નાથ! હવે આપણો અંતકાળ પાસે આવ્યો છે; આ એવડા સંકટમાંથી આપણે બચવાના નથી કેમકે નીચે સિકારી ધનુષ પર બાણ ચડાવી ઉભો છે, ઉપર સિંચાણો આપણને પકડવા માટે આંટા મારે છે. પારેવોને પારેવી આવી પડેલ આફતની ચીંતા કરે છે તેવામાં તો સીકારીનાં પગ પાસે એક સર્પનો રાફડો હતો તેમાંથી ઝેરી સર્પ નીકળ્યો જેણે સીકારીને પગે ડંસ માર્યો, તેની સાથે જ સીકારીનો હાથ હલ્યો, જેથી ધનુષ પર ચડાવેલ બાણ પારેવા–પારેવીને ન વાગતા ઉપર ભમતા સિંચાણાને વાગ્યું, જેથી એક તરફ સીકારી બેહોસ થઇને પડયો અને બીજી તરફ સિંચાણો તરફડાટ કરતો પડયો; થોડીવારમાં બન્ને યમધામમાં પહોંચ્યા અને પારેવો–પારેવી બચી ગયા. આવી રીતે ભાવીભાવની વિચીત્ર ગતી છે.

આમ હોવા છતાં પણ ગભરાવાનું કાંઇ કારણ નથી કેમકે આજથી એવો મહાન ભગીરથ પ્રયત્ન સેવવામાં આવશે કે ગમે તેવો ઉપદ્રવ હશે તો પણ તે માત્ર એકજ અઠવાડીયામાં હતાસ પામશે. માટે એટલો વખત ધૈર્ય ધારણ કરો. જો એટલી મુદતમાં

ચાલુ ઉપદ્રવ શાન્ત ન થાય તો પછી ઇચ્છાનુસાર વર્તન ગુજારવા કોઈ જાતની હરકત નથી.

જેમ નિર્દોષ પ્રાણી પર વીપત્તિનું વાદળ તુટી પડતા સત્ય તેની બાજુમાં હોવાથી નિર્દોષીને મદદ કરવાને સામા મનુષ્યનાં હૃદયમાં ગેબી અવાજ રૂપે સત્ય શોધવાની પ્રેરણા ઉત્પન્ન કરે છે; પણ ખુશામત અને આપખુદીનાં સામ્રાજ્યે અજ્ઞાનીઓ પર એવી તો સત્તા જમાવી હોય છે કે તે પવિત્ર અવાજ ઓળખવા જેટલી શુદ્ધિ રહેવા પામતી નથી. તેમ કુમાર પ્રબળસિંહ કે જે અત્યાર સુધી પ્રજા વર્ગનાં કમળ જેવા પ્રફુલીત પણ ફીકા પડી ગએલા મુખપર સ્થીર નેત્રે જોઇ રહ્યો હતો. તેનાં હૃદય પ્રદેશમાં આવા ગંભીર સયોગને લઇ દુઃખ દાવાનળ સળગી રહેતા દયાનાં નિર્મળ ઝરા વડે તેને શાન્ત પમાડવા સારૂ પ્રજાવર્ગને સહાય કરવા માટે તેની માનસીક ભુમીમાં વિરત્વ શકિત જાગૃત થવા લાગી. પરંતુ જુજ વખતમાં તો વિજયસિંહ અને નીતિસીંહનાં અનેક કાવતરાઓની મજબુત અસરે તેના પર એવી તો સત્તા જમાવી દીધી કે ઉક્ત વિરત્વ શક્તિને ઓળખવા જેટલી શુદ્ધિ તેનામાં રહેવા પામી નહીઃ મી. ચેસ્ટર ફીલ્ડ કહે છે કે-જ્યારે કોઇ મનુષ્ય સુડી વચ્ચે સોપારીની માફક અથવા તો સાપે છછુંદર પકડી તો છોડી દીયે તો આંધળો થાય ને ગળી જાય તો મરી જાય એવી ગુંચવણીમાં આવે ને તેના મનમાં એક કરતા વધારે વખત સવાલ ઉઠે કે હવે મારે શું કરવું તો એનો જવાબ એ છે કે કાંઇ નહિ જ્યારે વિચાર કરતા સારો કે નઠારો રસ્તો ન જડે ત્યારે ત્યાં *અજવાળું થતાં સુધી અટકવું એ ડહાપણ છે. કુમાર

* આત્મપ્રકાશ.

પ્રબળસિંહ આવા કઠીન સમયે જરા થોભી; અને મૌન્ય, સ્થિર, તથા વિકલ્પ રહીતપણે આત્મ પ્રદેશનું નીરિક્ષણ કરવા લાગ્યો. જેમ જેમ તેની નીરિક્ષણ શક્તિ બળવત્તર થવા લાગી તેમતેમ આત્મદેવની અનંત શકિતને દીવ્ય પ્રકાશ ઝળહળવા લાગ્યો. સત્વર તે પ્રકાશે તેને સૂચવ્યું કે. "*જ્યારે મહાન આશયને માટે કોઇપણ મનુષ્ય પોતાના સર્વસ્વનો ભોગ આપશે ત્યારે બંધ રહેલા દ્વાર ખુલા થશે અને જે દેખીતું અશકય લાગે છે તે શકયના રૂપમાં ફેરવાઇ જશે." બસ થયું; વિચારો સ્ફુર્યા; અને તેની મુખમુદ્રા પર અપૂર્વ દયાનો નિર્મળ ઝરો પ્રકાશી રહ્યો. બાહુઓમાં અતુલ બળ પ્રગટ થયું; પ્રત્યેક નસોમા ઉષ્ણતા દાખલ થઇ; અને હૃદયમાં સત્ય પ્રેમનો ભાનુપ્રકાસ પ્રદિપ્ત થયો.

કુમાર પ્રબળસિંહે પ્રજા સમક્ષ પોતાનો સ્વતંત્ર મત જાહેર કરતા જણાવ્યું:—' જ્યારે સમસ્ત સૃષ્ટિમાં ધર્માંધતા, ધર્મઘેલછા, અને ધર્મધુર્તતાનું અસીમ સામ્રાજ્ય સ્થપાઇ રહે છે; ત્યારે સ્વાર્થાંધતા, અસત્ય આચરણ, સ્વેચ્છાચાર, દુષ્ટબુદ્ધિ, કનીષ્ટ વિચાર, અને દુષિત ચારીત્રનો ઉદય થાય છે. અનેક પ્રકારના વ્હેમો, પ્રપંચો, તથા કુવિદ્યાઓનું વાતાવરણ ફેલાય છે. અને આવા અશુદ્ધ વાતાવરણને લઇ શારિરીક વ્યાધીઓ પુરજોસમાં પ્રવેશ કરી પુનઃ તન્દુરસ્તી મેળવવા માટે દુશ્મનની ગરજ સારે છે. મગજની નબળાઇને લીધે જ્ઞાનતંતુઓ દગ્ધ થાય છે. માનસિક વૃત્તિ ક્ષીણ થવાથી ચીતભ્રમ તથા હીસ્ટરીયા જેવા દર્દો જન્મ પામે છે; અને

* ડૉ. સર જગદિસ ચન્દર બૉસ.

જઠરાગ્નિ મંદ પડવાથી અપચો તથા મરડા જેવી ભયંકર વ્યાધીઓ ઉત્પન્ન થાય છે. આથી બને છે એવું કે સ્વભાવમાં અનેક પ્રકારનાં વિકારો પેદા થઇ લાંબી મુદત સુધીની મીઠિ નીંદ્રાનો ભોગ લીયે છે. સુખોપભોગની શક્તિ નષ્ટ થઇ જાય છે અને ટુંકામાં જીવન ભાવનાં નીરસ પણાને લીધે રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે. મંત્ર-જંત્ર-દોરા-ધાગાનાં નામથી અનેક ઠગ-પાપી લોકો અસત્ય પ્રવર્તન વડે લક્ષ્મી દેવીનાં ઉપાશક બને છે. અને ભોળી દુનિઆં અજ્ઞાનતા ને વશ થઇ તેવા ઠગલોકોની કૃત્રીમ ઇંદ્રજાળમાં હસ્તે મુખે સપડાઇ જઈ પોતાના સર્વસ્વનો ભોગ આપે છે.

એકદા એવું બન્યું કે માગસર માસમાં લગ્ન પ્રસંગને લઇ કોઇએ ×નગરાવ કર્યું. દરેક સ્ત્રી પુરૂષો અને નાના મોટા બાળકો સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી જમવાને ગયા. **ધનવંતી** નામની એક કન્યા જમવા બેઠી. થોડું જમ્યા બાદ તેને માથામાં ચકરી આવવાથી તે બે ભાન બની ગઇ. તેના કુટુંબીઓ સત્વર તેને ઘેર લઇ ગયા. તેની કાકીએ તુરત રાઇ અને **મીઠું** થોડું થોડું લઇ ધનવંતીને માથે ઉતારી દેવતામાં નાખ્યું તેની વાસ બહુજ કડક આવી આથી તેની કાકી ત્યાં આવી પહોચેલા સગા સબંધીઓ વચે મોટે સાદે બોલી કે **મારી છોકરી પર કોઇએ કરડી નજર નાખી છે.** તેણે ફરીથી રાઇ અને મીઠું ધનવંતીના માથાપર ઉતાર્યા ને એક **કાંસાના** વાટકામાં ધગધગ તો દેવતા લઇ તેમાં તે નાંખ્યા; ને જરા બળવા દીધા. પછી તે વાટકાને કાંસાની થાળીમાં ઉંધો વાળી તેના પર છાણ, **પાણી** ભેગું કરીને નાખ્યું; અને ત્રણ **સેરીની** ચપટી

× મોટું જમણ.

ક્ષુડ પણ લઇને તેના પર નાખી. વાટકો થાળી સાથે ચોટી ગયો: આથી ત્યાં આવેલા સર્વ માણસો એકી અવાજે બોલી ઉઠયા કે અહાહા ! ! ! કેવી નજર પડી છે ? બીચારી છોકરી આમ બે ભાન અને તેમાં શું આશ્ચર્ય ? આ પ્રમાણે ધનવંતીની કાકીએ નજર બાંધી; પણ કાંઇ સારૂં થયું નહિં. છેવટે કોઇ સારા દેશી વૈધની સહાય લેવી પડી, અને તેની સૂચના મુજબ ઔષધોપચાર શરૂ કર્યો. આથી પરિણામ એ આવ્યું કે થોડા દિવસમાં ધનવંતીનો રોગ નાબુદ થયો; અને પ્રથમની માફક ખુશ આનંદમાં દિવસો પસાર કરવા લાગી.

હવે આમાં ખરૂં શું છે તે આપણે જોઇએ. રાઇ મીઠાને અગ્નિ નો સંયોગ થતા તે સડસડવા માંડે છે, આ એનો જાતિ સ્વભાવ છે; એટલે માથે ઉતારવાની કાંઇ જરૂર રહેતી નથી. કાંસાના વાટકા મધ્યે દેવતા નાખવાથી તે વાટકા માંહેની હવા અગ્નિનાં સ્પર્શ ને લીધે પાતળી થઇ બહાર નીકળી જાય છે; ને રાઇ મીઠાનાં ધુમાડાથી તે વાટકો ભરાઇ જાય છે. જ્યારે તે વાટકાને કાંસાની થાળીમાં ઉંધો પાડી તેના પર પાણી રેડી તેને ટાઢો પાડવામાં આવે છે, ત્યારે તે વાટકામાં હવા નહિં હોવાનો લીધે એક તરફ બહારની હવાનું તેના પર દબાણ થાય છે; અને બીજી તરફ કાંસાનાં પરમાણુંઓ છાણ, માટી, પાણી વિગેરેનાં પરમાણુંઓને પોતા તરફ ખેંચવા માંડે છે. આથી તે વાટકો થાળી સાથે ચોટી જાય છે. યાદ રાખવાનું છે કે છાણ, માટી, પાણી વિગેરેનાં પરમાણુંઓને પોતા તરફ ખેંચવાંની શક્તિ જેટલી કાંસાના પરમાણુંઓમાં છે; એટલી શક્તિ અન્ય ધાતુનાં પરમાણુઓમાં નથી. એટલે કે બીજી ધાતુનાં વાસણમાં આ પ્રયોગ થઇ શકતો નથી.

કેટલીએક અજ્ઞાન સ્ત્રીઓ માટીનાં કોડીયાને દેવતામાં તપાવી તેને પાણીના એક વાસણમાં ત્રણ વખત ઝબોળે છે. જેથી તેમાં છમછમ નો ધ્વની પ્રગટ થાય છે. ત્યારે તેઓ તરત જ બોલી ઉઠે છે કે અહાહા!!! જો તો ખરી કેવી ચીસ પાડે છે? બાપ મા! કેવી નજર લાગી છે? આમ વ્હેમને વશ થતાં વાર લાગતી નથી. કોડીયું છમછમ થાય તેમાં શું આશ્ચર્ય? લોખંડ કે એવી કોઇ બીજી ધાતુનાં કકડાને ગરમ કરી પાણીમાં નાખે તો પણ તે છમછમ થાય છે લુવારની કોડમાં કે સોનીની દુકાનમાં જવાથી વધુ ખાત્રી થાય તેમ છે. તો હવે કહો કે લુવાર અથવા સોની કોની નજર બાંધવા જાય છે? ખરીવાત તો એ છે કે મગજનું સમતોલ પણું જાળવી સત્ય શોધનની ખાસ જરૂર છે.

કોઇવાર ખીર બગડી જાય; દહીં ઉતરી જાય, કે શાકની લીજત જતી રહે ત્યારે લોકો ને એમ કહેવાનો વખત આવે છે કે કોઈની નજર યાતો પડછાયો પડયો. દુધ વાસી કે અસ્વચ્છ અત્રાવરૂ વાસણમાં ભરી રાખેલ હોય અને પછી તેમાં ચોખા તથા સાકર નાખી ઉકાળવામાં આવે તો ફાટીજાય એ સ્વાભાવિક છે. રોગીષ્ટ દુધાળા જાનવરનું દુધ કોઇ વખતે અજાણતા આવી જતા તે દુધનું દહીં સવારે ફોદાફોદા જેવું થઇ જાય છે. શાકમાં મીઠું, મરચું, વધાણી, તેલ વિગેરેની થોડી ઘણી ખામીને લીધે જો તેનો વઘાર બરાબર ન બેઠો હોય તો તે શાકની લીજત જતી રહે છે. આ બધા કારણો જો યોગ્ય રીતે સમજવામાં આવે તો આ અને આને લગતો રૂઢીગત પણ ઘર કરી રહેલો અસત્ય વ્હેમ એક સેકંડ પણ ઉભો રહે નહિ.

કેટલીએક વખતે અમુક ઝાડ મુળમાંથી તુટી પડે છે; યા તો તે પરનાં તમામ પાંદડાંઓ જુજ વખતમાં ખરી પડે છે. ત્યારે લોકો કહે છે કે એને કોઇએ મુઠ નાખી છે. યાતો તેનાપર કોઇની નજર પડી છે. પરંતુ એ તદન જુઠાણું છે. ઝાડના મુળમાં ભુગર્ભની અંદર કોઈ પણ જાતનો સડો લાગવાથી તે એકદમ તુટી પડે છે. કેટલીએક વખતે એવું પણ બને છે કે કોઇને કોઇની સાથે વૈર-ભાવ હોવાથી તેનાં ઝાડનાં મુળમાં વધાણીનો ભુકો કે રસ નાખે છે. તેથી ઝાડ તદન સુકાઇ જાય છે. અને પાંદડાઓ ખરી પડે છે.

આ બધા કારણો જો યોગ્ય રીતે સમજવામાં આવે તો આ અને આને લગતા પદાર્થોની મેલવણી અને તેથી ઉત્પન્ન થતા બનાવોનો જેઓએ અભ્યાસ કર્યો નથી તેઓ ગમે તે પોતાની મગજ શક્તિના છીંછરા પણાને લઇને અથવા વ્હેમી કુટુંબીઓ કે મીત્રો-પાડોશીઓ વિગેરેનાં સંસર્ગમાં રહેલા જાણતા કે અજાણતા પડી ગએલા 'સંસ્કારો'ને લીધે અગાઉથી બાંધી રાખેલા વિચારો અને ચાલુ પ્રસંગ વખતે ધૈર્ય અને વિવેકની ખામીને લીધે જેવું પોતાની દૃષ્ટિ, વૃત્તિ, કે વિચારો સમક્ષ પોતાની ખામીને લીધે ન ઉકેલાતા 'બનાવો' કે જે પ્રયોગો જ હોય તેને ચમત્કાર અથવા દેવ દેવી કૃત-કાર્ય માની બેસવા જેવી ભુલ કરી બેસે છે, તેથી હોય છે કંઇક અને સમજે છે. કંઇક આજ ખરેખર ડોશી શાસ્ત્ર અને ભોળા લોકોનાં ભુતો સમજવા.

ખરી ખાત્રી કર્યા વગર માત્ર સાંભળેલા કે ગુલબંકાવળી અને અરબીયન નાઇટસ જેવા પુસ્તકો વાંચી કલ્પનાનાં ઘોડાઓને ભૂતાદિનું રૂપ આપી બંધ બેસતું કરવું ને માનવું આ કંઈ મનુષ્ય સત્વનું કામ નથી.

ઘણી વખતે નિદ્રામાં છાતી પર હાથ એક કે બન્ને રહી જવાથી હાથ અને છાતીની નશાઓનું એકત્ર પણું થવાને લીધે અચાનક ગભરાઇને જાગી ઉઠે છે; અને થાય છે એવું કે આંખો ખુલ્લી હોય, પોતે બધાને જોઈ શકતો હોય પણ છાતી પરથી હાથ ખશેડવાની કે ઉઠવાની શક્તિ નહોય, હાથ અને છાતીની ગરમીને લીધે રક્ત વાહીનીઓમાં લોહીનું વહન સહ જ ઓછું પડે છે કે બંધાય છે. તેથી ન બોલી શકે, કે ન ચાલી શકે, અને આકુળ વ્યાકુળ ગાભરો બની કોઇક રડે છે: કોઇક તો રાડો પાડે છે કે મારા પર કોઇએ કાંઇ કર્યું અથવા મને કોઇ ભૂતે દબાવ્યો. પણ ખરીવાત તો હાથ અને છાતીનાં જોડાણનું જ છે. આ વખતે કોઇ સાવધાન માણસ આ સ્વરૂપ સમજીને જો હાથ હેઠો કે આડે મુકી દે કે તુરત જ ભૂતડું ભાગી જાય. અર્થાત રકતનું વહન થાય અને કસુંએ પછી ત્યાં ન હોય.

કોઈ ઝાડાનાં દરદથી પીડાય છે; ત્યારે લોકો કહે છે કે તેના પર કોઈ ડાકણની નજર પડી છે. આથી તેનાં માલીકો ભુવાને બોલાવી ડાકલા બેસાડવાની તૈયારી કરે છે. આવનાર ભુવો ખોટો ઢોંગ કરી જારનાં દાણાઓ યુક્તિ પૂર્વક જુવે છે. પછી એક લીંબુ મંગાવી તેને ચીરી દરદીનાં માથા પર ઉતારી તે લીંબુને પોતાની પાસેના ચપ્પુથી મોજે છે. એટલે તેમાંથી લોહી જેવો લાલ રંગ નીકળે છે. ભુવો પાસેનાં લોકોને આ સર્વ બતાવી કહે છે કે દરદી પર કોઇની નજર પડી છે પણ ફીકર નહિં હમણાં જ હું એની ખબર લઉછુ. એમ કહી એક દાથરીમાં લીંબુ, કોળું, મરચા,

---

* સકોરૂં અથવા સરાવલું.

રાઇ, મીઠું વિગેરે નાંખી દાથરી દરદીનાં શિર પર ઉતારી ચકલામાં

તેને મુકાવે છે. ( લોકો આને 'ઉતાર' એ નામથી ઓળખે છે. ) અને એક નજીવી કાગળની કટકી લઇ તેમાં ગમે તેવું લખી તેને એક માદરડીમાં પેક કરી તેને લોબાન વિગેરેનો ધુપ દઇ દરદીનાં જમણા હાથને કાંડે બાંધે છે. પછી કહે છે કે હું દેવીનો પરમ ભક્ત છું. દેવી પોતાનાં ત્રિશુળ વડે દરદીનાં દુશ્મનનું શીર છેદી તેને બચાવી લેશે. આ વખતે તમારે દેવીનું સારી રીતે નૈવેદ આપવું પડશે. એમ કહી ભુવો જેવું કળ તેવું બળ વાપરી તેની પાસેથી પૈસા કઢાવે છે. અને વ્હેમી માણસો હરતે વદને તેમાં ફસાય છે.

આમાં સત્ય એ છે કે ભુવો પોતાની પાસે જે ચપ્પુ રાખે છે તે ચપ્પુને રતનજોતનાં ફુલનો રસ ચડાવી રાખેલ હોય છે. જ્યારે લીંબુ ચીરે છે ત્યારે લીંબુનો રસ તેની સાથે ભળવાથી લાલ રંગ થઇ જાય છે. જો બરાબર કાળજી પૂર્વક જાહેર હીમતથી તપાસ કરવામાં આવે તો ભુવાનું પોગળ ખુલું થતાં વાર લાગે નહીં. ભુવાલોકોની ધુણવા માટેની પણ એક ખાસ ખુબી હોય છે. તે લોકોએ ભુવાનુ પદ લેતા પહેલાં પોતનાં શરીરની અંદર ખોટી ધુજારી દાખલ કરવા માટે તથા કયા કયા શારીરીક અવયવોને કયા કયા સ્વરૂપમાં પ્રદર્સિત કરવા માટે કેટલીએક અગાઉથી તાલીમ લીધેલી હોય છે. કેવા કેવા પ્રકારનાં વાજીંત્રોની સાથે કઇ કઇ જાતનો તાલ અને સુર ભળવાથી કેવી કેવી જાતની ધુજારી ઉત્પન્ન થાય છે તે પણ સારી રીતે જાણી લીધેલું હોય છે આથી તેઓ સેંકડો મનુષ્યોની સમક્ષ નીડરપણે ધુણી શકે છે. ધુણનાર ભુવાનાં

શરીરમાં કોઇ પણ દેવી દેવલાનો વાસ કદીપણ હોતો જ નથી. મજબુત મનોબળવાળો મનુષ્ય આમાં સત્ય શું છે તે જોવા જાહેર હીમતથી આગળ વધે તો તેને અવશ્ય માલુમ પડે કે આ સર્વ એક જાતની લોકોને ઠગવાની કપટકળા છે.

ભુત, પ્રેત, ડાકણ, શાકણ, જોગણી અને જન વિગેરેની ઘણી વાતોનું ગપગેઝેટ બહાર પડે છે; અને અજ્ઞાની લોકો તેને ખરૂં માને છે. કોઇ યુવાન સ્ત્રીનાં શરીરમાં ધ્રુજારી છુટે છે ત્યારે તેના સગા વ્હાલાઓ ટોળે મળી કહેવા લાગી જાય છે કે રખે તેને કોઇ વળગ્યું હોયની ! ખરી વાત તો એ છે કે કેટલીએક યુવાન સ્ત્રીઓને હીસ્ટ-રીયા જેવો કોઇએક રોગ ઉત્પન્ન થાય છે અને તેથી તેના શરીરમા એક જાતની ધ્રુજારી છુટે છે. આવા બને છે એવું કે તે પછી અનેક જાતનાં વિચિત્ર ચાળા કરવા મંડી જાય છે. સ્મશાન જેવી જગ્યા પાસે કોઇ વાર ભડકા થાય છે, આથી લોકો તેને ચરીત્ર કહે છે; પણ ત્યાં હાડકાં પડેલા હોવાથી તેમાં ફોસફરસ નામનો એક પદાર્થ છે તે હવામાંના એક વાયુ સાથે મળીને ઉડી જાય છે ત્યારે ભડકો થાય છે. એમ જો લોકોનાં સમજવામાં આવ્યું હોય તો પછી તેને ચરીત્રનાં નામથી ઓળખવાનો વખત રહે નહીં.

અમુક મકાનમાં કે કોઠા પર યાતો ઝાડ માથે ભુત થાય છે; એમ ધારી કેટલાએક અવિચારી મનુષ્યો ત્યાં આગળ જતા નથી. અંધારામાં એ વ્હેમ વધારે મજબુતીપણું ધારણ કરે છે. ભુતને રહેવાનાં સ્થળવાળા મકાન, કોઠો, કે ઝાડ પાસે અંધારામાં જતા વ્હેમી માણસનું હૃદય ભયને લીધે થડક થડક થયા કરે છે. હમણા ભુત આવશે, એ આવ્યું, મારી પુંઠ પકડશે ઇત્યાદી મલીન વિચારો

જાગ્રત થાય છે. રસ્તામાં કદાચ ભોગજોગે અંધારામાં લાકડાનું ઠુંઠું યા તો જબરો લાંબો પત્થર હોય છે; તો તેને ભયની કલ્પના વડે ભુત માની બેસે છે. આથી તેનું હૃદય સંપૂર્ણ ભયથી છવાઇ રહે છે. તેવામાં કોઇ પ્રકાશ વાળા પતંગીયાનું ઉડવું થાય છે ત્યારે તરત જ બુમ પાડી બે બાકળો બને છે. ને નાસવા મંડે છે. તેવામાં ગર્ધવ, ગાય, કે બળદ, તથા બકરૂં રસ્તામાં આવે છે કે તરત જ 'ઓય મારા બાપ ' એમ કહી થર થર કંપવા લાગે છે. આ સર્વ ખોટું છે. ભયની કલ્પના શક્તિ વડે મલીન વિચારોનું એ પરિણામ છે. સત્ય સોધનની દરકાર વીનાં અસત્યનાં પ્રવાહમાં તણાવાથી આવો દુઃપ્રસંગ આવી મળે છે. મહાત્મા અખો ભગત કહી ગયા છે કે—

> વા વાયાથી નળીયું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું,
> બહુ થયો ત્યાં શોર બકોર, કોઇ કહે મેં દીઠો ચોર;
> લાંબી વિગત કરે વિખ્યાત, અખો વ્હેમની એવી વાત.

' મંછા ભુત અને શંકા ડાકણ '......કેટલાએક માણસો પગરસ્તે મુસાફરી કરે છે. ને જંગલમાંનાં અનેક જાતનાં પહાડો અને વૃક્ષોમાંથી પસાર થતાં જે ઉંચેસાદે બોલે છે તેનો પ્રતિધ્વની તેને તેના જેવો સંભળાય છે. આથી તે લોકો તેને વનદેવી માની તેનાથી ડરે છે જેથી તેવે રસ્તે નહીં ચાલતા બીજો રસ્તો પસંદ કરે છે. કેટલાએક ને ભુત પિશાચ કેવ્યતંરનો પણ ભય પેદા થાય છે; પરંતુ સત્ય વાત તો એ છે કે જે શબ્દનો ઉચ્ચાર કરવામાં આવે છે તે શબ્દોની હવાની ગતીમાં અનેક જાતનાં ફેરફારો થાય છે. જે હવાની ગતીનાં મોજાઓ થાય છે તે બોલનારનાં કાન પર અથડાય છે તેથી પુનઃ એવો જ પ્રતિધ્વની થાય છે. દષ્ટાંત તરીકે,

હાથનાં પંજાની પાંચ આંગળી પર એક પાણીની રકાબી રાખતા તેને સેજ ટકોરા મારવાથી તે રકાબી હલે છે અને તેમાંનું પાણી પણ હલવા માંડે છે. આથી પાણીમાં નાનાં કુંડાળા થઈ રકાબીને અથડાવા માંડે છે થોડીવારે તે કુંડાળા પાછા ફરે છે. રકાબી હલવાથી પાસેની હવામાં પણ તેવા મોજા ઉત્પન્ન થાય છે જેને આપણે જોઇ શકતા નથી. તે હવાનાં મોજા ચાલતા ચાલતા આપણા કાને અથડાય છે ત્યારે આપણે સાંભળી શકીયે છીએ. મોજાને ચાલતા વચ્ચે કોઇ નડતર આવે ત્યાં તે અટકી પડે છે ને તેથી પાછા ફરે છે. બોલવાનાં મોજા ડુંગર કે ઝાડોનાં જુથ સાથે અથડાય તો તેનો પડઘો પડે છે.

કોઇ માંદગીનાં બિછાના પર પડેલો હોય ત્યારે લોકો કહે છે કે કાળી ચૌદસને દિવસ તેનો પગ કુંડાળામાં આવી ગયો હશે. આથી તેના કુટુંબીઓ દોરા–ધાગા માટે કોઇ ફકીરની તપાસ કરવા મંડી પડે છે. ફકીર આવી કહે છે કે દરદી પીરનાં ઓછાયામાં આવી ગયો છે. એમ કહી એક પીપળાનું પાન મગાવી ધાર વાળો પાણીથી ભરેલો પીતળનો લોટો તે પાન પર ઉંધો વાળી તેને જોરથી દબાવે છે. આથી તે પાન પર તમામ પાણી ઝીલાઇ રહેતાં દરદીનાં સગા વ્હાલાઓ આશ્ચર્ય પામે છે કે ખરેખર સાંઇ મીયાં બરાબર ઉસ્તાદ છે. જો આવો ઉસ્તાદ આપણને નમળ્યો હત તો કોણ જાણે શું થાત, અંતે ફકીર પોતાનો સ્વાર્થ સાધી રસ્તે પડે છે. ખરી વાત તો એ છે કે જે પાંદડાં પર પાણીનું ઝીલાવું થાય છે તે પાંદડાની નીચેની હવાનું પુરેપુરૂં દબાણ થતા તેના પર તે પાણી ઝીલાઇ શકે છે. માત્ર એક જ પાંદડું પાણીનું એટલું બધું વજન ઝીલી શકે છે

તેનું કારણ માત્ર હવાનું જ દબાણ છે. વિશેષ કંઇ જ નથી.

કોઇ નાનું બાળક ભરાઇ ગયું હોય યા તો કોઇ અન્ય દરદથી પીડાતું હોય ત્યારે પાસેનુ સ્ત્રી મંડળ દરદીનાં ઘર આગર એકઠું થઇ સત્વર બોલી ઉઠે છે કે ' **વેળા કુવેળાની મલીન છાંયાનો એ પ્રભાવ છે** ' આથી બાળકની માતા ગલીને નાકે યાતો મહોલાનાં ચોગાનમાં પંચધુણી વચ્ચે બગ ભગતની માફક આસન લગાવી બેઠેલા બાવાજી પાસે દોડે છે. અને કહે છે કે બાવાજી ! મારો એક આ નાનો બાળક કોઇ વેળા કુવેળાની છાંયામાં આવી જવાથી ભયંકર વ્યાધી ભોગવે છે; માટે જરા તેના પર હાથ ફેરવી ઝાડો નાખી થોડી ભભુતી આપશો તો ઉપકાર થશે. બાવાજી ભક્ષ ઠીક મળ્યું છે એમ જાણી કપટ જાળમાં તેને ફસાવે છે. અગ્નિની અંદર જેમ વેંગણને શાખવામાં આવે છે તેમ પાસેની પંચધુણીમાંના ધગધગતા અંગારા વચે તે બાવાજી પોતાના હાથનાં પંજાઓ રાખે છે. અને જળ સ્નાનની પેઠે તે અંગારાઓ હાથલાં લઇ આખે દીલે અગ્નિ સ્નાન કરે છે; યા તો અગ્નિમાં લાંબો થઇ સુઈ જાય છે. આવનાર સ્ત્રી અને સાથેની સાહેલીઓ તથા તેની સામે ઉભેલા કૌતક જોનારાઓ ચકીત થાય છે. પછી બાવાજી તે બાળક સામું એકી ટસે જોઈ જરા બડબડે છે અને એકાદ દોરો કરી આપી તેનાં જમણાં હાથે બાંધી ભભુતી વડે તે બાળકના કપાળ પર યાતો કાન પછવાડે લાંબો લીટો કરે છે. આથી તે બાળકની માતા સંતોષ પામી પોતાને ઘેર જાય છે; અને બાવાજીને સાક્ષાત પરમાત્મા માની તેની યોગ્ય કે અયોગ્ય સેવામાં સદાને માટે હાજર રહે છે. રફતે રફતે બાવાજીની હાથ ચાલાકીનો પવન આખા શહેરમાં ફેલાય છે અને

લોકોનાં ટોળેટોળાં તેનાં દર્શને આવે છે. એટલું જ નહીં પરંતુ તેની માનતાઓ પણ શરૂ થાય છે. આમાં બને છે એવું કે બાવાજી કેટલીએક ભોળી સ્ત્રીઓનાં સતીત્વ પર તરાપ મારી પોતાની મલીન વાસનાને તૃપ્ત કરે છે, અને વગર પરિશ્રમે અઢળક લક્ષ્મીનો તે તે માલીક બને છે. લોકો સારા સારનો વિચાર નહીં કરતા છતાં આંખે આંધળા બની આવા હડહડતા અત્યાચારને ધર્મનું સ્વરૂપ આપવા બહાર પડે છે એ ખરેખર સોચનીય બીના છે. આવા છુપા અત્યાચારો ધર્મના બહાને નીચે જાહેર સ્વરૂપ કરે છે જેથી સમગ્ર પ્રજા વ્હેમાદિક પ્રવૃત્તિમાં તણાઇ પોતાની આત્મશક્તિનું ખુન કરે છે.

હવે આમાં સત્ય શું છે તે આપણે તપાસીએ. વનસ્પતિ શાસ્ત્રનાં અભ્યાસીઓ સારી રીતે જાણતા હશે કે કેટલાએક એવા પ્રકારનાં વૃક્ષો આ દુનીયાની સપાટી પર હયાતી ધરાવે છે કે જેના છાલોનાં ચુર્ણમાં અમુક જાતનાં રસનું સંમેલન થવાથી તે ચુર્ણને અમુક વખત અગ્નિ સ્પર્શ થઇ શકતો નથી. ઠગ લોકો આવા વસ્તુનાં શોધ માટે વરસોનાં વરસો સુધી મહાન ઘોર જંગલોમાં ચોમેર ભટકે છે; અને અનેક વનસ્પતિઓનું ક્રમે ક્રમે મથન કરી છેવટે તેવા વૃક્ષની પ્રાપ્તિ થતા ઉપરોક્ત મુજબ ચુર્ણ તૈયાર કરે છે અને પછી વસ્તિ વાળા પ્રદેશમાં આવી જ્યારે તેનો ઉપયોગ કરવા જરૂર પડે છે ત્યારે આખા શરીરે યા તો તે પૈકીનાં અમુક ભાગ પર કે જે ભાગ પર અગ્નિ સ્પર્શ માટે નકી કરેલો હોય છે તે ભાગ પર ગુપ્ત રીતે તેનું મરદન કરે છે. અને પછી ઉપર મુજબ લોકોને ઠગવા પ્રયોગો કરે છે. લોકો પોતાનાં મગજનું સમતોલ પણું ખોઇ બેસી તેવા પ્રયોગોને ચમત્કારનું સ્વરૂપ આપે છે. આવા

એકથી વધુ દાખલાઓ ખાસ કરીને મદ્રાસ ઇલાકામાં ઘણાં બને છે.

વિજ્ઞાન વેત્તાઓએ કીટ્સન લાઇટનાં કાકડાઓની જે રચના કરી છે તે કાકડાઓમાં પણ તેવા વૃક્ષની છાલનાં રસનો યા ચુર્ણનો ઉપયોગ કરેલો હોવો જોઇએ; કારણકે એકદમ તે કાકડાઓ સળગી જતા નથી. પણ જતે દિવસે ઉપરોક્ત રસનો લેપ નાબુદ થવાથી તે નકામાં બને છે તોપણ તેની આકૃતીમાં જરા પણ ફેર પડતો નથી. દુનીયા જેને **અમૃત** માનેછે તે પરિણામે ઝેર બનેછે. માટે આવી જગતની ધુર્તજ્ય ખોટી પોલાણુ માં નહીં ફસાતા વ્હેમાદિક પ્રવૃત્તિને તીલાંજલી આપી કાર્યનાં પરિણામ તરફ દ્રષ્ટિ નહીં કરતા તેનુ ઉત્પત્તિ સ્થાન શોધી કાઢવા સુપ્રયાસ સેવવો એમાંજ શાન્તિ નું કેંદ્ર સ્થાન સમાયેલું છે. **મનની નબળાઇ, નિરૂત્યસાહી પણું** અને ઉદ્વેગ ઇત્યાદિ ને વશ થઇ તેને ગુલામી ખત લખી આપવું એના જેવી મનુષ્યને ફસાવનારી અત્યંત હાની કારક ખોડ બીજી એક પણ નથી. રાજ્યની વફાદાર પ્રજા ! જો તમો તન્દુરસ્તીની સાથ દિર્ઘાયુષ થવાની ઇચ્છા રાખતા હો તો તમારે એક કીમતી સૂત્ર બરાબર મગજમાં ઠસાવી રાખવું જોઇએ કે "**મનની દ્રઢતા એ જીવનનું સત્વ છે. અને ઇચ્છાબળ એ મગજ અને જ્ઞાનતંતુની મારફતે શરીર ઉપર પ્રત્યક્ષ અને અત્યંત બળવાન સત્તા ભોગવે છે.**"

ભાવી સંકટ માટે અગાઉથીજ ઘણાં મનુષ્યો પોતાનાં **વીચાર, વાણી,** અને વર્તનને સંતાપનાનું રૂપ આપે છે; એટલુંજ નહિ પરંતુ જે સંકટ કદી આવવાનું હોતું જ નથી તેમનાં ભયની કલ્પના વડે કરીને પોતાનાં મનને વ્યગ્ર કરી મુકે છે. અગમચેતીનાં ગુણનો દુરૂપયોગ કરી ડગલે ડગલે અનિષ્ટની કલ્પનાં કર્યા કરવી અને અનિ-

ભીત ભવીષ્યનાં ભયની કલ્પનાને લીધે ભડકેલા અને ભડકેલા રહેવું એ કદીપણ ઇચ્છવા યોગ્ય ગણી શકાય નહીં. એવા વ્યાકુળ ચિત્તવાળા મનુષ્યની સ્થિતી ખરેખર દયા ને પાત્ર છે. જેમ અને તેમ વિચાર, વાણી, અને વર્તનની પવિત્રતા જાળવી જો તમે સત્ય શોધવા જાહેર હીમતથી આગળ વધશો તો બેશક તમે વિજયવંત બની સ્વ અને પરનું ભલું કરવા ભાગ્યશાળી થાશો. બાંધવો! તમે અજ્ઞાનતાની બેડીમાં ફસાવા માટે જન્મેલા નથી પરંતુ જ્ઞાનના અધીકારી છો. તમારી સત્ય પ્રવૃત્તિજ તમોને જ્ઞાન આપનાર છે. તમોને જો અજ્ઞાનતાનો અનુભવ થતો હોય અને તેથીજ દુ:ખ ભોગવવાનો વખત આવી પહોંચ્યો હોય તો તમારે અવશ્ય ચેતવાનું છે. તમારામાં રહેલા અશુભ વિચારો, વાણી, અને વર્તનને ખુણે ખોચરેથી પકડીને દુર કરી તેના સ્થાને શુભ વિચારો વાણી, અને વર્તનની સ્થાપના કરવી જોઇએ. ચોક્કસ યાદ રાખજો કે ઉપરોક્ત ત્રીપુટીનો તમારા હૃદયમાં વાસ થયો કે તેની સાથેજ સુખ, શાન્તિ, અને આનંદનો પણ તમારા ગૃહમાં વાસ થયો. મિસીસ સેઇન્ટ નિહાલસિંહ ખરૂંજ કહે છે કે. જો આપણું જીવન આપણે પવિત્ર અને તેજસ્વિ રાખેલું હોય છે તો વિશ્વની ભુલ ભુલામણીમાં ગુંચવાતા ઘણાંક જીવોને માટે માર્ગદર્શક થાય છે. પરંતુ જો આપણે તેને સ્વચ્છ અને ચકચકીત રાખવામાં, તેમાં આધ્યાત્મિક તેલ પુરવામાં, અને તેની બત્તી સાફ રાખવામાં બે દરકાર રહીશું તો આપણા જીવનની ચીમની વ્હેમો રૂપિ ધુમાડાથી ઝાંખી પડશે અને જીવનની જ્યોતી પવનનાં સપાટાથી અસ્થિર બની બુઝાઇ જશે. અન્યને માર્ગદર્શક બનવાનું જે

કાર્ય આપણને કુદરત તરફથી સોંપવામાં આવેલું છે; તેમાં આપણે નિષ્ફળ નીવડીશું. એટલુંજ નહીં પરન્તુ આપણે પોતેજ અવળે માર્ગે ચડી જઇશું. અને સુકા હાડકાની ખીણમાં સત્વ વિનાનાં નિર્થક કચરાની પેઠે નાશ પામીશું. શું આ કીંમતી શબ્દો આત્મ શક્તિનાં હૃદય માટે થોડા સહાયભુત છે? આત્માની અનંત શક્તિમાં સુખ અને આરામ હોવા છતાં તેની પ્રાપ્તિ માટે અન્યપર ભરૂસો રાખી બેસી રહેવું એના જેવી મુર્ખતા બીજી કઇ હોઇ શકે? મુસીબતોથી ડરી જઇ હૃદયબળ અને ધૈર્ય ખોઇ બેસવું તથા ગુજરેલી આફતનાં સપાટા નીચે ચંપાઇને પાયમાલ થઇ જવું એ નરમાંથી નારાયણ પદવી મેળવનાર મનુષ્યનામને બટો લગાડવા જેવું નહીં તો બીજું શું? હું તમોને ખરૂં કહું છું કે આજે જે અકસ્માતો તમારા પર સીતમ જુલમ વર્ષાવી રહ્યા છે તે વસ્તુતા એ ભુતાદિક ઉપદ્રવ નથી પરંતુ સ્વાર્થાધોની સ્વાર્થમય ક્રોધાગ્નિનો એ પ્રાદુર્ભાવ છે.

આવા ધુર્ત લોકો ખુશામત અને આપખુદી દ્વારા એ જ્યાં ત્યાં કુસંપનાં બીજ રોપી પોતાની ધારણામાં ફળીભુત થાય છે. જો તમારામાં ઐક્યતા, જાહેર હિમ્મત, અને સત્યા અવલંબી પણું હોય તો તેઓ કદીપણ ફાવી શકેજ નહીં. સદ્‌ભાગ્યે તમો એક બાહોશ રાજકર્ત્તાનાં હાથ નીચે રક્ષાએલા છો. એટલુંજ નહિં પરંતુ તેઓ નામદારે તમો સર્વને સ્વતંત્રતા બક્ષેલી છે. છતાં પણ તમો તમારૂ રક્ષણ ન કરી શકો તો ભવિષ્યમાં સ્વરાજ્ય કેવી રીતે ચલાવી શકશો? આજે હું જે કાંઇ બોલવા ભાગ્યશાળી થયો છઉં તે માત્ર તેઓ નામદારે સર્વને અર્પણ કરેલી સ્વતંત્રતા ને જ આભારી છે.

તેઓ ના મદાર તરફથી તમોને ભાવી નું અવલંબન સ્વિકારવા માટે જે આશ્વાસન આપવામાં આવ્યું છે તેનાથી મારા વિચારો જુદા પડે છે. કારણકે જેને પોતાનાં સ્વાત્મબળ માં વિશ્વાસ છે તે તો એમજ માને છે કે ભાવીભાવની કર્મ રેખાને ઘડનાર હું છું તો તેને તોડનાર પણ હુંજછું. એમ ધારી નિરૂત્સાહી નહિં થતા જેઓ સ્વાત્મ બળને ફોરવે છે તેઓ જ ભાવીભાવની કર્મ રેખા ને ભરિમભુત કરી ઇચ્છિત કાર્ય સિદ્ધ કરી શકે છે.

જૈનીઝમનાં વીર પ્રણીત ઉપાશક દશાંક સૂત્રનાં છઠ્ઠા અધ્યયનમાં કુંડકોલીક શ્રાવક અને દેવતાને આપસ આપસમાં એજ વિષય પરત્વે મોટા પાયા પર વાતચીત ચાલેલી છે. તેનો સારાંસ એ છે કે દેવતા ગોશાળાનો પરમ ભક્ત હોવાથી તેણે કુંડકોલીક પ્રત્યે જાહેર કર્યું કે **સર્વ પદાર્થો ભાવીભાવ મુજબ બન્યા કરે છે આપણું કર્યું કાંઇ થાતું નથી. શ્રી મહાવીર સ્વામીનો અનેકાન્ત મત કોઇપણ રીતે યોગ્ય કહી શકાય** ( તેનો મત એવો છે કે ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરૂષાકાર પરાક્રમથી કાર્ય થાય છે. )નહી આથી કુંડકોલીકે દેવતાને પ્રત્યુત્તર આપતા જણાવ્યું કે જો સર્વ પદાર્થો ભાવિભાવ મુજબ બનતા હોય તો તમોને જે **આ રીદ્ધિ સીદ્ધિ** અને **દૈવી શક્તિ** પ્રાપ્ત થઇ છે તે **પુરૂષાર્થ** વગર મળી છે કે ? જો તેમજ હોય તો જે પ્રયત્ન સેવતા નથી તેને પણ તમારી માફક રીદ્ધિ સીદ્ધિ અને દૈવીશક્તિ પ્રાપ્ત થવી જોઇએ; પરંતુ તેમ હજી સુધી કાંઇપણ જાણવામાં આવ્યું નથી. એટલે પુરૂષાર્થ ને **પ્રાધાન્ય પદ** આપ્યા વિના ચાલે તેમ નથી. આથી તે દેવતા પરાભવ પામી ચાલ્યો ગયો. કુંડકોલીક જ્યારે મહાવીર પ્રભુનાં દર્શન

કરવા ગયો ત્યારે મહાવીર સ્વામીએ સાધુસાધ્વીની પરિષદમાં કુંડ-
કોલીક શ્રાવકે જે પુરૂષાર્થનો સિદ્ધાંત દેવતાને સમજાવ્યો હતો તેને
માટે યોગ્ય સંતોષ જાહેર કર્યા બાદ તેના ઉંચ વર્તન માટે પ્રશંસા કરી.

પ્રજાજનો ! ભાવીભાવ ઉપર આધાર રાખી રામચંદ્રજી બેસી
રહ્યા હત તો શું સીતાને પાછી મેળવી શકત ખરા ? * ધતકી
ખંડનાં પદ્મોતર રાજાએ જ્યારે દેવી દ્રૌપતીનું હરણ કર્યું ત્યારે
પાંડવોએ કપાળે હાથ મુકી રોતડપણું વાપર્યું હત તો શું દ્રૌપતીનો
પુનઃ મેળાપ થઇ શકત ખરો ? અને સિદ્ધરાજ જયસિંહે જ્યારે
રાણકદેવીનાં સતિત્વ પર તલાપ મારી; ત્યારે રાણકદેવીએ 'હવે હું
શું કરૂં' એવું નિર્માલ્યપણું સેવ્યું હત તો શું આજે સતિઓના
ગણત્રીમાં તેનું પવિત્ર નામ જગાવાઇ રહેત ખરૂં ? કહો કે નહિં જ.
દેવકીજીનાં સાતમાં ગર્ભને જ્યારે કંસની ક્રુરતાનો ભોગ થવા
વખત આવ્યો ત્યારે વાસુદેવે તે ગર્ભ રૂપી શ્રીકૃષ્ણચંદ્રને યુક્તિ
પુર્વક પોતાનાં મીત્ર નંદરાજાને ત્યાં સોંપી ત્યાંથી તરતજ જન્મેલી
બાલીકાને દેવકીજી પાસે કંસના સમક્ષ ન હાજર કરી હત તો
બાળ શ્રીકૃષ્ણચંદ્રની શી વલે થાત ? જો વાસુદેવ અને તેના મીત્ર
નંદરાજા એ ભાવીભાવની કર્મરેખા પર આધાર રાખ્યો હત તો શું
શ્રીકૃષ્ણચંદ્ર જગતની અંદર અતુલ પરાક્રમ બતાવી શકત ખરા ?
ઇસ્લામી ભાયોની કોઈ એક કિતાબમાં લખ્યું છે કે '**જો તું રહેગા
ખુદાકી જીકરમેં; તો ખુદા બી રહેગા તેરી ફીકરમેં**'. હે બીરાદર !
જો તું ખુદા–આત્મદેવ ને સંતોષવા પ્રયત્ન કરીશ તો ખુદા–આત્મદેવ
તારૂં રક્ષણ કરવાની ફીકરમાં અહોર્નાશ રહેશે. મતલબ કે જો તું
વિજય મેળવા સતત્ પુરૂષાર્થ સેવીસ તો તે પુરૂષાર્થ જ તારૂં
રક્ષણ કરશે.

---

* જુઓ જૈન પાંડવ ચરીત્ર.

સમસ્ત સૃષ્ટિમાં વિધવિધ ધર્મ શાસ્ત્રોનું અવલોકન કરવાથી માલુમ પડે છે કે ભાવીભાવની કર્મરેખાનો સિદ્ધાંત પુરૂષાર્થનાં પ્રબળ સિદ્ધાંતની સામે હરીફાયમાં ટકી શકતો નથી. જ્યારે આમ છે તો પછી નિરાશ થવાનું કાંઇ કારણ નથી. જેમ કાળામાં કાળા વાદળને ફરતી રૂપેરી રંગની લીટી છે તેમ નિરાશામાં પણ આશાનાં કીરણો છુપાએલા છે. કહ્યું છે કે—

+કંઇ લાખોની નિરાશામાં, અમર આશા છુપાઈ છે;
[1]ખફા ખંજર સનમનાં[2], [3]રહમ ઉંડી લપાઇ છે.

નામદાર મહારાજા સાહેબે આ ઉપદ્રવની શાન્તિ માટે તમોને એક અઠવાડીયાની જે મુદત આપી છે; તે તમારા આત્મવિકાશ માટે પુરતી છે. છેવટમાં આ જે તમારા પર આવી પડેલા અકસ્માત માટે હું અંતઃકરણની ઉંડામાં ઉંડી દીલગીરી સાથ તમારા દુઃખમાં ભાગ લઉં છું. અને સ્વામી રામતિર્થનાં શબ્દોમાં તમોને કહું છું કે—**જગતનાં અભિપ્રાય પર લક્ષ ન આપતા તમે તમારી સ્વમતિ અનુસાર વર્તન રાખો, સ્વતંત્ર બનો, એક મેવા દ્વિતીય, પરમાપ્રિયતમ, સચ્ચિદાનંદ, અંતર્યામી, વિભુ આત્મદેવને સંતોષવા પ્રયત્ન કરો.**

**વિજયસિંહે પ્રજામંડળનાં વ્હેમી વિચારોને અનુમોદન** આપતા જણાવ્યું કે:–ગૃહસ્થો ! આજનાં હૃદય દ્રવિત દેખાવનું અવલોકન કરતા મારે કહેવું જોઇએ કે ઇંદ્રિપુરીને લજ્જાસ્પદ બનાવનાર એવી જે સત્યવતી નગરી કે જે આધુનીક સમય પરત્વે એવી તો અધોગતીનાં શિખરે પહોંચેલી છે કે તેનું સારૂં ભવિષ્ય કોઇપણ રીતે હવે

---

+ મણીલાલ નથુભાઇ દ્વિવેદી ૧ ગુસ્સો. ૨ પ્રભુનામાં. ૩ દયા.

અટકળી શકાય તેમ જણાતું નથી. કારણ કે આ દૈવકૃત જબરી આફત સામે મજબુતમાં મજબુત લોખંડી હૃદય વાળા મનુષ્યથી પણ ટકી શકાય તેમ નથી એ નિર્વીવાદ છે. રાજ્યસેવક તરીકે મારી જે ફરજ છે તે ફરજનું યથાર્થ પાલન કર્યા છતાં પણ આ ક્રુર અને ઘાતકી આફતનો અંત આવ્યો નહિ એ કાંઇ ઓછી દીલગીરીની વાત નથી. આપણે ઘણી વખત આપણાં વૃદ્ધ અને અનુભવી વડવાઓ પાસેથી ભુત પ્રેતાદિની હયાતી સબંધી વિચીત્ર વાતો જ્યારે સાંભળીએ છીએ ત્યારે તેને અસત્ય માની 'સાઠે બુદ્ધિ નાઠી' એમ કહી તે વડવાઓની આપણે મશ્કરી કરીએ છીએ. પરંતુ તેજ બીના જ્યારે હવે દૃષ્ટિ સન્મુખ આવીને ઉભી રહી છે ત્યારે આપણે આપણી મુર્ખતા પર હસવું જ જોઇએ. નામદાર મહારાજા સાહેબે જે વિચારો જાહેર કર્યા છે તેને હું સંપુર્ણ રીતે સમત્ત થઇ જણાવું છું કે આ બધી ધમાલ ભાવીભાવની કર્મ રેખાપર અવલંબી રહેલ છે. એક સાહસીક વ્યાપારી અનેક જાતનાં બહોળા વ્યાપારને પહોંચી વળવા માટે ચો-મેર દેશ દેશાવરોમા પેઢીયો ખોલી પ્રમાણીક મુનીમો દ્વારા વ્યાપારની ખીલવણી માટે અવિશ્રાત પરિશ્રમ ઉઠાવે તોપણ તેનું ફળ આપવાની જો ભાવિભાવની ઇચ્છા ન હોય તો ઉક્ત પેઢીઓ માટે લોકોમાં અવિશ્વાસ ઉત્પન્ન કરી તેની ઉજ્વળ કિર્તિને ઝાંખપ લગાડે; યાતો આગનો દેખાવ આપી બાળી ને ભસ્મ કરે; યાતો મુનિમોનાં હૃદયમાં અપ્રમાણીક ભાવના જાગૃત કરી તમામ મીલકત ઉચાપાત કરાવે; અને કાંતો અસહ્ય નુકસાન દેખાડી દીવાળું ફુંકાવે ઇત્યાદિ અનેક કારણોને જન્મ આપી તે સાહસીક વ્યાપારીને ફાવવા દીયે નહીં. એક મનુષ્ય કોઇપણ જાતના હુન્નરની પરાકાષ્ટાએ પહોંચવા માટે પ્રોત્સાહી

સ્થિતિમાં લક્ષ્મીનો ભોગ આપી આગળ ને આગળ વધ્યા કરતો હોય પરંતુ તેને ફતેહનાં કીનારા નજીક લઇ જવાની કર્મ ઇચ્છા ન હોય તો તે હુન્નરકારને કાંતો સુદૃઢ મનોબળથી સિથીલ બનાવી કંટાળો ઉત્પન્ન કરાવે; કાતો શારિરીક વ્યાધીઓને પ્રગટ કરી સત્વહીન બનાવે; કાંતો મગજનાં સમતોલ પણાથી અલગ કરાવે; કાંતો ઉત્તેજકો નાં હૃદયમાં તેના માટે અણગમો પેદા કરાવે; અને કાંતો કુદરતી અકસ્માતો જગાડી આર્ત્ત અને રાદ્ર ધ્યાનની હોળી પ્રગટાવે. ઇત્યાદિ ગમે તે વિઘ્ન નાખી કોઇપણ રીતે હુન્નરકારની ધારણા રદ કરે છે. જેને ફળ આપવાની ઇચ્છા હોય તેને હરકોઇ બાને રૂ, અળસી, કે એવા કોઈ સટા વિગેરેમાં સવળો દાવ અપાવે; નોકરી કરવા જતાં પેઢીનો માલીક બનાવે; અને વ્યાપારની કોડી નાખવા જતા સૃષ્ટિનો શહેનશાહ બનાવે; ઇત્યાદિ અણધાર્યું ફળ આપી દીયે છે. ટુંકામાં ભાવિ ભાવની કર્મરેખા જે ચાહે તે કરવા માટે સ્મર્થ છે. નામદાર કુમાર સાહેબનાં સ્વતંત્ર વિચારો પર ભરોસો રાખી તેમની સૂચના મુજબ ભવિષ્યની ઇમારત ચણવામાં ભારે જોખમ સમાએલું છે. એવી મારી અંગત માન્યતા છે. કારણ કે સેંકડો મનુષ્યોને મળેલો પ્રત્યક્ષ અનુભવ સાક્ષી પુરે છે કે આ જગતમાં ભુતાદિકની હયાતી ચોકસપણે છે. અને તેઓ ઇચ્છાનુસાર અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરી કોઇ વખત નહિં ધારેલ તેવો ખળભળાટ મચાવી પાડે છે. સમસ્ત પ્રજાનાં શોકોદ્ગારનું મુળ કારણ તેજ છે. નામધાર મહારાજા સાહેબે યોગ્ય આશ્વાસન આપી એક અઠવાડીયું ધૈર્ય રાખવા માટે જે સૂચના કરી છે તે સ્તુત્ય છે. હું ધારૂંછું કે તમો વફાદારપણાની ઉત્તમ છાપ કે જે નામદાર મહારાજા સાહેબનાં હૃદય પર પાડવા માટે ભાગ્યશાળી થયા છો; તેને બરાબર વળગી રહેશો. ”

સુશિક્ષીત વિમળા કે જેનું નિર્મળ હૃદય અને વિશુદ્ધ ચારીત્ર સત્ય માટે અદ્વિતીય પ્રતિભાશાળી છે; તે વિમળાથી વિજયસિંહનાં વિચારો કોઇપણ રીતે સહન થઇ શકયા નહિં. આવા કફોડા ટાઇને પ્રજાનાં વ્હેમી વિચારોને કોઈ યુકિત પ્રયુક્તિ વડે ઉપશમાવી દઇ રાજ્ય અને પ્રજાની કીમતી સેવા બજાવવી જોઇતી હતી; તેને બદલે અગ્નિમાં ઘી હોમી વિશેષ જ્વાળા પ્રગટ કરવાનું કાર્ય વિજયસિંહે સાધી આપેલ હોવાથી નિડરતા પુર્વક વિમળાએ પોતાનાં વિચારો જાહેર કરતા કહ્યું કે—' કુદરત હમેશાં શાણી છે. તેનાં દરેક કાનુનો બાધા પીડા રહીત છે. અનંતો કાળ વિત્યા છતાં પણ તેનો અદલ ઇનસાફ એવો તો પ્રતિભાશાળી છે કે તેની સીતળ છાંયાનો લાભ દરેક પ્રાણી માત્રને એક સરખો જ પ્રાપ્ત થાય છે. જગત્ માત્ર* એકેંદ્રીથી માંડીને પચેંદ્રી સુધીનાં ચૈતન્ય શકિતવાળા જીવોથી ભરેલું છે. તે સર્વ જીવોનાં પૌદગલોનું પરિવર્તન કુદરતનાં ક્રમ વિરૂદ્ધ કદી-પણ બની શકતું નથી; તો પછી જે લોકો ભૂતપ્રેતાદિને **મનુષ્ય** અને **પશુ**ની આકૃતિ વડે નિહાળવાની વાતોનું ગયગેઝેટ બહાર પાડે છે, તે શું કુદરતનાં બંધારણ વિરૂદ્ધ બની શકે ખરૂં ? વસ્તુ તો એ શું છે તેની સતત્ ઉદ્યમ વડે યોગ્ય તપાસ કર્યા વિનાં એકદમ લોક વાયકાને માન આપી ગાડરીયા પ્રવાહની માફક **એક તરફી** તણાઇ

---

* જીવોનું યથાર્થ સ્વરૂપ ત્રસ અને સ્થાવર રૂપે સૂક્ષ્મ અને બાદરપણામાં પ્રજાપતાને અપજાપતા દ્વારાએ ઉત્પત્તિ અને લયત્વ સ્થિતિમાં ઓળખવા-જાણવા માટે ખાસ કરીને જૈનીઝમનાં ' અ-મોલખ ઋષિ ' કૃત " જૈનતત્વ પ્રકાસ " એ નામનાં પુસ્તકની અંદર પૃષ્ટ ૫૧ થી ૧૬૭ સુધીમાં સંપુર્ણ રીતે વર્ણવેલ છે.

જવું એના જેવું માણુસાઇ પણાંને એબ લગાડનારૂં કર્ત્તવ્ય બીજું કયું હોઇ શકે ?

એકદા સાયંકાળનાં સાતેક વાગાને સુમારે કોઇએક દાક્તર પોતાનાં ખાનગી રૂમમાં આરામ ખુરશીપર બેસી નવા પ્રયોગની શોધ ખોળ માટે વિચાર માળામાં ગુંથાઈ રહ્યો હતો. તેવામાં પાસેના રૂમમાંથી ટાકરીનો અવાજ તેને કાને પડયો. તેથી સત્વર ત્યાં જવા માટે તે તૈયાર થયો. તેવામાં પટાવાળાએ આવી તેને જણાવ્યું કે–" કોઇએક યુવાન સ્ત્રી આપની મુલાકાત લેવા ઇચ્છા રાખે છે; કારણ કે તે ખાસ અગત્યનાં કામ માટે અત્રે આવેલ છે. "

દાક્તર પાસેના રૂમમાં દાખલ થયો. ત્યાં એક ચટાઈ પર તે યુવાન સ્ત્રી બેઠેલી હતી. આ સ્ત્રી તે તેની પરીચીત હતી; પરંતુ દાક્તરને લાગ્યું કે તે અત્યારે ભારે ગમગીન સ્થિતીમાં ગિરફતાર થએલી છે. જેવો દાક્તર ત્યાં ગયો કે સત્વર સવિનય ઉભી થઇ નમ્રતાપૂર્વક તે સ્ત્રી દાક્તરને કહેવા લાગી કે–" દાક્તર સાહેબ !આપનાં મેળાપથી આજે મને ઘણો આનંદ થયો છે; કારણ કે હું નહોતી ધારતી કે મારા ખાસ જરૂરી કામ પ્રસંગે આવા ઇન્ફલુએન્ઝાનાં બારીક વખતમાં અત્યારે મને આપનો મેળાપ થશે. "

જરા તુતક શબ્દો વડે ગભરાતા સ્વરથી આમ જ્યારે તેણે કહ્યું ત્યારે અવસ્ય દાક્તરની ખાત્રી થઇ કે તેની શારિરીક શકિત ઘણીજ ક્ષીણ થવા આવી છે. તેથી તેને સભ્યતા પુર્વક યોગ્ય આશ્વાસન આપી આવવાનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે–" દાક્તર સાહેબ ! આપ તો મને સારી રીતે જાણો છો એટલે ઓળખાણ આપવાની કાંઇ જરૂર રહેતી નથી. મારા પતી ઘી લાંબો વખતની બીમારીથી

પણ આપ માહીતગાર છો. મારા પુર્વ ભવાન્તરોના અસુભાનુષ્ટાનથી અસુભ કર્મનો યોગ મળતા મારા પતીની માંદગીમાં દિન પ્રતિદીન વધારો થતો જોઈ હવે મારી હીમત હાથ રેતી નથી. ઘણાં વૈદ્યો ફેરવ્યા, બે સુમાર હકીમોની ઔષધીઓ સેવી, અને દાક્તરોનો ઉપરા ઉપર ધસારો સહન કર્યો તો પણ કોણ જાણે શું છે કે આરામનું એક પણ સુભ ચિન્હ દેખાતું નથી. હજી તો અમોને ગૃહસ્થાશ્રમમાં પડયા પુરૂ એક વરસ પણ થયું નથી; ત્યાં તો આવી ભયંકર માંદગી એ ઘેરો ઘાલ્યો એ ખરેખર અંતઃકરણમાં બહુજ સાલે છે. ઘેલાની માફક ચીતભ્રમ સ્થિતીમાં આખો દીવસ પસાર કરે છે. છાતીનો દુખાવો અને અશક્તિનું જોર વિશેષ છે; દસ્ત પણ નીયમસર નથી; પાચન શક્તિ મંદ પડી ગઇ છે; અને તૃષાનું જોર વિશેષ રહે છે. હવે માત્ર આપના પર મારી આશાનો દોર લટકી રહ્યો છે. હું આપને સારી રીતે જાણું છું. મારા સ્વર્ગસ્થ પીતાશ્રી એ આપના એક હૃદય પ્રેમી મીત્ર હતા. હું આજે આપની પાસે આવી બીન અંદેશો જે સર્વ હકીકત દર્શાવવા ભાગ્યશાળી થઇ છું તે માત્ર પુર્વ સબંધને જ આભારી છે. પ્રભુએ આપની મહેનતનો બદલો વાળી આપવા માટે અમોને યોગ્ય શકિત અર્પણ કરેલ હોવાથી આપને તે વિશે નચિંત રહેવાનું છે. ટ્રેન માર્ગે માત્ર એકજ કલાકનો રસ્તો અમારે ગામ પહોંચવાનો હોવાથી આપને વધારે તકલીફમાં ઉતરવું પડશે નહીં. કૃપા કરી આપે ત્યાં અમુક દિવસ કાઢવા પડશે."

સર્વ હકીકત જાહેર કર્યા પછી તે બાઇ મૌન્ય રહી. દાક્તર પણ જરા વિચારમાં પડયો. આવા ઇન્ફ્લુએન્ઝાનાં બારીક સમયમાં પોતના માટે સેવા બજાવવાનું ક્ષેત્ર આ સ્થળે ખાલી પડેલું હોવાથી

તે બાઇની સાથે જવા દાક્તરનું મન વધ્યું નહિં; પરંતુ તેનાં સ્વર્ગસ્થ પિતાશ્રી સાથે તેને શુદ્ધ મૈત્રીભાવ હોવાથી નીરૂપાયે પેલી સ્ત્રીને જણાવવું પડયું કે—

" બ્હેન ! આવા ઇ૦ એ૦ નાં બારીક સમયમાં ભયંકર માંદગીને ભોગ થઇ પડેલાં અનેક નિરાધાર કુટુબો કે જેની સેવા કરવાનું મેં નક્કી કરેલ છે; એટલુજ નહિં પરંતુ તેઓના માટે વોલંટીયર દ્વારા ચહા. દુધ, કાંજી ઇત્યાદિની સગવડ કરી આપી યોગ્ય આશ્વાસન દ્વારાએ આશાનાં દોરપર મેં તેઓને લટકાવી રાખેલ છે;એટલે હાલમાં તો હું કોઇપણ રીતે તમારી સાથે આવી તમારા પતીનાં દુઃખમાં ભાગ લઇ શકું તેમ નથી. તેમ છતાં તમારા સ્વ૦ પિતાશ્રીનાં દૈવી પ્રેમને લીધે તમોને હું નિરાશ કરી શકતો નથી. અહીંની તમામ સગવડનો યોગ્ય બંદોબસ્ત થઇ રહેશે, પરંતુ મારાથી બે દહાડા ઉપરાંત વધુ રોકાઇ શકાશે નહિં "

ટ્રેન પસાર થવાનો સમય પાસે હોવાથી સત્વર દાક્તરે પોતાનો મુસાફરી વેશ ધારણ કર્યો; અને એ બાઇ કે જેનું નામ **મોહીની** હતું તેની સાથે એમને ગામ જવા નિકળ્યો અને લગભગ રાત્રીનાં સાડા આઠે તેને બંગલે જઇ પહોંચ્યો.

મોહીનીનો પતી કે જેનું નામ કિશોરચંદ્ર હતું. તે એક પ્રતિસ્થીત સરાફ હતો. આ ગામમાં તેની ઘણીજ સારા પાયા પર એક પેઢી ચાલતી હતી કે જેની અનેક શાખાઓ દેશાવરોમાં પણ કિશોરચંદ્રની કીર્તિને ગજાવી રહી હતી. તેનું મકાન એક ખુલી જગ્યામાં સુગંધી બાગ વડે ઘણુંજ સુંદર અને વિશાળ હોવાથી લોકો તેને 'કિશોર વિલાસ' એ નામથી ઓળખતા હતા. મોહીનીએ દાક્તરને

ત્રીજે માળે લઇ જઇ એક સુંદર ફરનીચરવાળો રૂમ કે જે રૂમ અગાઉથી તેના માટે નિર્માણ કરી રાખ્યો હતો તે તેને બતાવ્યો. દાક્તરે પોતાની સાથેનો સામાન ત્યાં મુકી જરા વિશ્રાન્તિ લીધી અને પછી મોહીનીને તેમના પતી પાસે લઈ જવા સૂચવ્યું. આ વખતે મોહીનીની પણ તબીયત નાદુરસ્ત હોવાને લીધે દાદરાઓ ચડવાથી તે હફી રહી હતી. દાકતરને બહુ દયા આવી. તેણે કહ્યું—

" બ્હેન! ખરૂં પુછો તો તમારી પણ તબીયત લથડતી જાય છે. માટે સંભાળ પુર્વક ઔષધોપચાર કરવાની કાળજી રાખશો. આરામ અને શાન્તિની તમારે ખાસ જરૂર છે. હું ધારૂં છું કે તેમાં તમો બે દરકારી કરશો નહિં."

એટલું કહ્યા પછી તેઓ બન્ને કિશોરચંદ્રનાં રૂમમાં દાખલ થયા, ત્યાં એક પલંગપર જાગ્રતાવસ્થામાં કિશોરચંદ્ર આમ તેમ આળોટી રહ્યો હતો.

મોહીનીએ તેના મસ્તક પર હાથ મુકી કહ્યુ કે—" સ્વામી! આ મ્હારા દુરથી આવેલા એક સ્નેહી છે; કે જે આપની તબીયત જોવા માટે પધાર્યા છે." આથી કીશોરચંદ્ર સાવધ થઈ દાક્તરને વિનય પુર્વક આવકાર આપી સામેની ખુરશી પર બેસવા કહ્યું, તેની ઉમર આસરે પચીસ વર્ષની હતી; મોઢું લેવાઇ ગયું હતું. અને ચિત્તની વ્યગ્રતાનો આવિર્ભાવ તેના ચહેરા પર છવાઇ રહ્યો હતો. દાક્તરે તેને કહ્યું કે—" હું મોહિનીનાં સ્વ૦ પિતાશ્રીનો એક હૃદય પ્રેમી મીત્ર છઉં. વળી દાક્તર પણ હોવાથી આપની તબીયત જોવા માટે આવ્યો છઉં. માટે નચિંત રહેશો; કારણ કે બનતી મહેનતે હું તમારો વ્યાધી દુર કરીશ." કિશોરચંદ્રે જણાવ્યું કે—

" દાક્તર સાહેબ ! તમારી કીમતી દવા પણ આ અસાધ્ય રોગ પર વિજય મેળવી શકે તેમ જણાતું નથી. કારણ કે ઘણાં વૈદ્યો, હકીમો, અને દાક્તરો આ રોગ પાસે પરાભવ પામ્યા છે. દાક્તરે કહ્યું—" ફીકર નહિં. હું જેમ શારિરીક વ્યાધીઓનો દાક્તર છું, તેમ માનસીક વ્યાધીઓને પણ ઓળખી શકું છું. " આ વખતે તેનું મોઢું વિશેષ શોક જનક બની ગયું; તેથી દાક્તરની ખાત્રી થઇ કે કિશોરચંદ્રની ભયંકર માંદગીનું મુળ કારણ માત્ર તેની માનસીક વ્યાધી છે.

રાત્રીના દસ વાગ્યા હોવાથી તેને યોગ્ય આશ્વાસન આપ્યા બાદ દાક્તર પોતાના રૂમ તરફ ગયો. જરા ગાદી તકીયાને અવલંબી તે વિચારવા લાગ્યો કે-તેને આવી ગંભીર માનસીક વ્યાધી નડવાનું શું કારણ હશે ? શું કોઇ વ્યાપારી બાબતમાં તો જબરી થપડ નહિં લાગી હોય ? શું કોઇ મનોહર સ્ત્રીનાં પ્રેમપાસમાં તો નહિં બંધાયો હોય ? રખે સંતતીની અતિ તૃષ્ણાએ પિસાચી સ્વરૂપ ધારણ કરી તેના મનનું હરણ કર્યું હોય તો ના ન કહેવાય. શું ભુતાદિનાં પ્રત્યક્ષ કે પરોક્ષ મેળાપથી તેનાં હૃદયમાં કોઇપણ જાતનો સડો તો નહિં પેઠો હોય ? ઇત્યાદિ અનેક તર્ક વિતર્કનાં કુંડાળામાં ગોથા ખાતો તે ત્યાંજ નિંદ્રાવશ થયો.

પ્રભાત થયું. મોહીની ને સાથે લઇ દાક્તર કિશોરચંદ્ર પાસે ગયો. આ વખતે કિશોર ચંદ્ર બેભાન સ્થિતીમાં એક ચટાઇ પર પડયો હતો. " તેની બરાબર સંભાળ રાખજો. હું હમણાંજ આવુ છું. " એમ કહી મોહીની ત્યાંથી ચાલી ગઇ. દાક્તરે બારણું બંધ કરી તેને આસ્તેથી શુદ્ધિમાં લાવવા માટે પ્રયાસ સેવ્યો. આ પ્રયા-

સમાં ડાક્તર પ્રાવ્યો અને દુઃખનું કારણ પુછયું. કિશોરચંદ્રે કહ્યુ. "
ડાક્તર સાહેબ! કારણ મહાન ગંભીર છે. પ્રકાશમાં લાવવાથી કોઇ
પણ જાતનો ફાયદો હું જોઇ શકતો નથી; બલકે ચાલુ વ્યાધી વિશેષ
પ્રદિપ્ત થવા સંભવ છે. માટે માફ કરો.

કિશોરચંદ્ર બોલ્યો. "આપની મારા પ્રત્યેની ભલી લાગણી
માટે ઉપકાર માનું છું. મને મારી માંદગીની ભયંકર વ્યાધી કરતા
મારી સ્રી કે જે લાંબો વખત થયા ક્ષયનાં દરદથી પીડાય છે તે
વ્યાધી મને બહુજ સાલે છે. બાહોશ અને અનુભવી ડાક્તરો દ્વારા
મારા જાણવામાં આવ્યું છે કે તે દર્દ હવે અનીવાર્ય થઇ પડયું છે
તેને માટે કોઇ પણ ઉપાય કામ લાગે તેવો નથી. એક સદ્‌ગુણી
સ્રીનો અંતીમ સમય પાસે આવતો જોઇ લાયક પતીનાં
હૃદયમાં તેના માટે કેટલું દુઃખ ઉત્પન્ન થવું જોઇએ તે આપ
સારી રીતે જાણો છો એટલે વધારે પીષ્ટપેસણ કરી નકામો ટાઇમ
ગુમાવવો વ્યાજબી નથી.

ડાક્તરે જવાબ આપ્યો. "આપનું કહેવું વ્યાજબી છે. જ્યારે
મોહીની મારા જોવામાં આવી ત્યારે મને આપનાં કહેવા મુજબ
લાગ્યું હતું. પ્રભુકૃપાથી આરામ થઇ જશે. હું તેને બરાબર તપાસી
દવા આપીશ. તમો બેવડી ફીકર નહીં કરો, અને ત્વરાથી તમારી
હકીકત મને નિવેદન કરો; જેથી તમારા માટે શું કરવું તે સમજ પડે.

કિશોરચંદ્રે કહ્યું.–" ડાક્તર સાહેબ! આ રૂમ એ ખાસ મારી
પસંદગીનો રૂમ છે. અને તેને મેં મારા શરનગ્રહ તરીકે સ્વિકારેલ
છે. રાત્રીનો એકાદ પહોર વિત્યા બાદ હું કોઇએક ભયંકર આકૃતીને
મારી સામે જોઈ શકું છું. તેની ચળકતી આંખો, વીચિત્ર દેખાવ,

અને ભયપ્રદ નૃત્ય એ ખાસ કરીને મારા દુઃખી જીવનનું મુળ કારણ છે. લોખંડી હૃદય વાળા મજબુત માણસની પણ ધૈર્ય-વૃત્તિ ગુમ થઈ જાય એવો ભયાનક દેખાવ અહરનિશ મારા હૃદયને દ્રવિત બનાવે છે, મારી સ્ત્રીનો મારા પર અતિ પ્યાર હોવાથી હું તેને આ બીનાથી અજાણ રાખુછું. ઉપરોક્ત કારણો ને અનુસરી જ્યારે હું આ રૂમ બદલી નાખવાનો વિચાર જાહેર કરૂંછું; ત્યારે મારી સ્ત્રી કે જે પાસેનાં રૂમમાં સુવે છે તે અચાનક રાત્રીના વખતે એકથી વધુ વખત મારી પાસે આવી તેમ કરવાનું કારણ કઢાવવા માગે છે. હું તેને આડું અવળું સમજાવવા પ્રયાસ કરૂં છું; પણ તેના મનનું સમાધાન કોઇ રીતે થતું નથી બલકે વિશેષ ચિંતાતુર રહે છે. એક તો ક્ષયનું દરદ છે, તેમાં વળી આ નૂતન ઉપાધી વ્હોરી લેવાથી વિપરીત પરીણામ આવશે એમ ધારી તેના સુખને ખાતર હું આ રૂમનો પણ ત્યાગ કરી શકતો નથી."

દાક્તરે ધાર્યું કે આ એક વિચીત્ર બનાવ છે. તેનું મુળ કારણ મારે શોધી કાઢવું જોઇએ. પ્રથમ તો એજ છે કે તે રૂમમાં રાત્રીનાં વખતે મારે પોતાને એકીલા સુઇ રહેવું જોઇએ; અને દરેક જાતની બરાબર કાળજી પુર્વક નિડરતાથી ચિકીત્સા કરવી જોઇએ. આથી તેણે કિશોરચંદ્રને કહ્યું કે-" ભાઇ કિશોરચંદ્ર ! આજની રાત્રી તમારે મારા ઓરડામાં ગુજારવાની છે ને હું પોતે એકીલો તમારા ઓરડામાં રાત્રીએ સુઇ રહેવાનો છું, પરંતુ યાદ રાખજો કે આ પ્રોગ્રામ આપણ ઉભય સિવાય અન્ય કોઇ જાણી શકે નહીં." કિશોરચંદ્રે ઘણીએક આનાકાની સાથ છેવટે તે મુજબ નકી કર્યું.

જીજ વખતમાં મોહિની આવી પહોંચી. દાક્તરે દ્વાર ખોલ્યા.

' મારા પત્નીને તમોએ બરાબર તપાસ્યા હશે? હવે કેમ જણાય છે? આપનો શું અભિપ્રાય છે?' ઇત્યાદિ પ્રશ્નો તે પુછવા લાગી. દાક્તારે દરેક પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી તેની પોતાની માંદગી વિષે પુનઃ ઇસારત કરી; અને સંભાળ પુર્વક ઔષધોપચાર કરવા કહ્યું. આથી તેણે ઉંડો નિશ્વાસ મુકયો. દાક્તારે જાંણી લીધું કે તે હવે અસાધ્ય દુઃખથી હતાસ પામે છે; અને જીવનનાં અંતિમ સમય નજીક આવી પહોંચ્યો છે. આવી દુઃખદ સ્થિતીમાં પણ તેનો પતિપ્રેમ ઝળકી રહેલો જોઇ દાક્તરને તેની વિશુદ્ધતા માટે ઘણું લાગી આવ્યું પરંતુ નિરૂપાય.

સાયંકાળે તેઓ સર્વ ફરવા ગયા. ત્યાંથી પરવારી ઘેર આવ્યા. અને રાત્રે વાળુ કરી દાકતરે 'સ્વદેશીઝમ્' નામનું પેપર એ દંપતિ સમક્ષ વાંચવું શરૂ કર્યું. જુજ વખતમાં મોહીની સુવા માટે પોતાનાં ઓરડા તરફ રવાનાં થઇ તેથી કિશોરચંદ્ર અને દાકતર પણ ઉઠયા. અને અગાઉથી નિર્ણય કરી રાખેલ મુજબ તેઓ બન્ને જુદા જુદા રૂમમાં દાખલ થયા.

દાકતર કિશોરચંદ્રનાં રૂમમાં પેસી દરેક દ્વારા બંધ કરી અંદર ચોમેર દૃષ્ટિ ફેરવવા લાગ્યો. બેચાર આરામ ખુરશી, એક ટેબલ, અને એક છત્રી પલંગ સિવાય અન્ય કાંઇ હતું નહિ. દરેક દિવાલોમાં ફરતી બબે બારીઓ અને એક બહાર જવા આવવા માટે મોટું બારણું હતું તે સિવાય મોહીનીનાં ઓરડા તરફની દિવાલમાં મોટું કબાટ હતું.

રાત્રીનાં દસ વાગ્યાનો સુમાર થયો તેથી દાકતર જરા સુઇ ગયો; પરંતુ ત્રણ ચાર કલાક ને આંતરે કાંઇ અવાજ થવાથી તે જાગી

ઉઠયો ને જુએ છે તો જે તરફ કબાટ હતું તે તરફથી મંદમંદ પ્રકાશ આવતો દીઠો. જોતજોતામાં તો તે પ્રકાશે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને દાકતરની આંખોને આંજી નાખી. દાકતર ભયનો માર્યો મોથે ઓઢી ગયો પણ અંદર આંખો ખોલી જે થાય તે ધૈર્યથી જોવા લાગ્યો. તેવામાં એકાએક કબાટનું બારણું ઉઘડયું અને એક વીચિત્ર દેખાવ તેની નજરે પડયો. તેની આંખોમાં ચમક હતી. તેણે દાકતર પર દૃષ્ટિ ફેંકી બન્ને ભુજાઓ લાંબી કરી આંગળીઓનાં નૃત્ય વડે દાકતરને પોતાની પાસે આવવા સૂચવ્યું. કિશોરચંદ્ર બાપડો ભયભિત બને તેમાં નવાઇ શું? મધ્ય રાત્રીએ આવી ભયાનક આકૃતી અને વળી તે પોતાનાં જ શયનગ્રહમાં સામા ડોળા ફાડી વિચીત્ર દેખાવ આપે તે ખરેખર એક મજબુતમાં મજબુત છાતી વાળા મનુષ્યની કસોટી કરવા જેવું નહીં તો વળી બીજું શું? દાકતર હિમતવાન હોવા છતા પણ જરા થડકયો એટલુંજ નહિં પરંતુ તેનાં આખા શરીરે પરસ્વેદનાં બિંદુઓ એક પછી એક ટપકવા લાગ્યા. તોપણ તે હિમતથી જરા જોઇ તો રહ્યો તેવામાં તે દેખાવ અદૃષ્ય થયો આ બનાવ માત્ર પંદર મીનીટ રહ્યો હશે પણ એટલામાં તો ભલભલેરા ને ધ્રુજાવી પાણી પાણી કરી નાખે એવી તેની પ્રચંદ શક્તિનો પવન પુરજોશમાં થનથનાટ કરી રહ્યો હતો. દાકતરે પુખ્ત વિચાર કર્યા પછી મનમાં ધાર્યું કે આ સર્વ ધમાલ અંતરીક્ષ વિદ્યા ધારીની ન હોવી જોઇએ પણ કોઇ કત્રીમ હોવા સંભવીત છે. આથી વધારે ને વધારે ચિકીત્સા કરવા માટે તેનું મન આગળ વધ્યું.

સવારે કિશોરચંદ્રને સર્વ હકીકતથી વાકેફ કરી તેને કહ્યું કે– " કિશોરચંદ્ર ! આ બનાવ ભુત, પ્રેત કે અદૃષ્ય વિદ્યાનો નથી પણ

કોઇ મનુષ્ય કૃત ક્ત્રીમ વિદ્યાનો એ પ્રભાવ છે. "કિશોરચંદ્ર બોલ્યો" દાકતર સાહેબ ! તમારૂં માનવું ભુલ ભરેલું છે. આ કાંઇ બાળકની રમત નથી કે જેમ તેમ મન મનાવી લેવાય."

દાકતર પોતાનાં અસલ રૂમમાં દાખલ થયો. જળ તરંગોની માફક અનેક જાતનાં તર્ક વિતર્કો એ તેનું હૃદય ઘેરી લીધું. જે ઉગ્ર પ્રકોપ કબાટ પાસેથી પ્રસરી રહ્યો હતો તે ક્યાંથી નિકળ્યો ? શા માટે નિકળ્યો ? નિકળવાનું કારણ શું ? તેમજ જે ભયાનક આકૃતિ કબાટ મધ્યેથી દેખાવ આપી રહી હતી તે વસ્તુ તા એ શું છે ? શા માટે આમ બન્યું હશે ? બનવાનું કારણ શું ? ઇત્યાદિ પ્રશ્નો એ તેનું અંતઃકરણ છીન્નભીન્ન કરી નાખ્યું.

સાંજ પડી કિશોરચંદ્ર ફરવા જવા માટે તૈયાર થયો. ગાડી મંગાવી; અને દાકતને પણ તૈયાર થવા માંટે સૂચના કરી. સમયસૂચક દાકતરે કાંઇ કારણ દર્શાવી ના પાડવાથી કિશોરચંદ્ર મોહીનીને સાથે લઇ ફરવા ગયો. આ કીમતી તકનો લાભ લઇ દાકતર કિશોરચંદ્રનાં રૂમમાં પેઠો અને બારણું બંધ કરી પેલા કબાટ પાસે આવ્યો. ચોમેર બારીકીથી તપાસ કરતા સામેની એક ખીલી પર કેટલીએક ચાવીઓનો એક ઝુમખો તેના જોવામાં આવ્યો. કે જેની મદદ વડે તેણે તે કબાટ ઉઘાડયો.

કબાટ દેખતાજ વીચિત્ર અને તર્ક ઉત્પન્ન કરાવે તેવું હતું. અંદર વિશાળ જગ્યા હતી; બે ચાર ખિંતીઓ પણ હતી; કે જે ખિંતીઓ પર નાના મોટા કપડાઓ લટકાવેલા હતા. લગભગ પાંચ હાથ લાંબુ અને ત્રણ હાર પહોળું એ કબાટ હતું. પડખાડે બન્ના પાટીયા હતા; અને અંદર જવા આવવા માટે આ એક માર્ગ દી-

સતો હતો. કબાટ મધ્યેમો તમામ સામાન બહાર કાઢી તેણે એક નાની બત્તી સળગાવી અંદર બરાબર બારીકીથી તપાસ કર્યો પણ કાંઇ નવીન જાણવામાં આવ્યું નહીં.

આખરે દાકતર નિરાશ થયો; અને બહાર નિકળવાની તૈયારી કરવા લાગ્યો. તેવામાં તેનો જમણો પગ પાસેનાં એક ખુણામાં લોખંડનાં ખીલા પર અથડાયો. નીચે દૃષ્ટિ કરી જરા વધુ તપાસ કરવા ધારે છે તેવામાં એક પાટીયું આપો આપ ઉઘડી ગયું. દાક્તર આશ્ચર્ય પામ્યો. તે બારણામાંથી જરા બહાર નીકળ્યો કે સામો એક લાલ પડદો જોવામાં આવ્યો. પડદાને દુર ખસેડી જરા આગળ વધે છે તો તે એક વિશાળ રૂમમાં આવી પહોંચ્યો કે જે રૂમ હાલમાં મોહીનીના સયન માટે પસંદ કરેલ હતો. દાક્તરર ઘણો વિચારમાં પડયો અને પુનઃ પડદા રસ્તે થઇ કબાટમાં આવી ઉભો.

દાકતરની શંકા દ્રઢ થઇ. વધુ તપાસ માટે તેનું હૃદય આતુર થવા લાગ્યું. પેલું ઉઘડી ગએલું બારણું બંધ કરી જે ખીલો તેના પગ નીચે દબાયો હતો તે તેણે જોરથી ખેંચી કાઢયો. ખીલો દબાવાથી અંદરની ચાંપ દબાય છે અને તેથી તે અંદરનુ બારણું ઉઘડી શકે છે. પછી બહાર આવી તે બારણું બંધ કરી જોયું તો બહારનાં ભાગમાં પણ તેવોજ એક બીજો ખીલો તેનાં જોવામા આવ્યો. તેને તેણે ખુબ દાબ્યો કે તુરત પેલું બારણું ઉઘડી ગયું. આવી રીતે અંદદ અને આહાર એમ બે ચાંપ હોવાથી તે ગુપ્ત બારણું દેવાતું અને ઉઘડતું હતું. દાકતરના મનમા થયું કે બહારનો ખીલો જેમ છે તેમ રાખી અંદરનો ખીલો કાઢી લેવામાં આવે તો બ્હારથી પ્રવેશ કરનાર વ્યકિત પાછી બહાર જઈ શકે નહિ પણ અંદરજ રહી શકે સત્વર તેણે તેમ કર્યું; અને કપડા વિગેરે તમામ સામાન પાછો જેમનો તેમ ગોઠવી કબાટ બંધ કર્યો.

કિશોરચંદ્ર અને મોહિની આવી પહોંચ્યા. રાત્રે વાળુ કરી થોડીવાર વાર્તાલાપ કર્યા બાદ મોહીની પોતાના ઓરડા તરફ રવાના થઈ. આજની રાત્રી પણ દાક્તર ને કિશોરચંદ્રનાં રૂમમાં ગાળવા માટે નક્કી થવાથી થોડીવારે કિશોરચંદ્ર અને દાકતર ને જુદા પડવાનો વખત આવી પહોંચ્યો.

દાક્તર કિશોરચંદ્રનાં રૂમમાં પલંગ પર સુતો પણ નિંદ્રા આવી નહીં તોપણ એમને એમ માથે ઓઢી પડી રહ્યો. એક પહોર વિત્યા બાદ ગઈ રાત્રી મુજબ પાછો અવાજ શરૂ થયો. દાક્તરે પોતાની નજર કબાટ ભણી રાખી. પ્રકાશ આવવો શરૂ થયો, અને જુજ વખતમાં આખો રૂમ તે પ્રકાશની ભયંકરતા વડે છવાઈ રહ્યો ગઈ રાત્રીએ જેવો દેખાવ દ્રષ્ટિગોચર થયો હતો તેવોજ દેખાવ આજે પણ તેની નજરે પડયો. દાક્તર આથી જરાપણ થડક્યા નહિં. પંદર મીનીટ પછી પ્રકાશનું સ્વરૂપ મંદ પડયું અને ભયંકર દેખાવે અદૃષ્ય પણું ધારણ કર્યું. જેવું કબાટનું બારણું બંધ થવાની તૈયારી સૂચવવા લાગ્યું કે તરતજ દાક્તર બિછાનામાંથી ઉઠયો અને તે તરફ દોડી તેનાં બારણાંની બહારની આંકડી વાસી દીધી. બહાર નિકળવાનો માર્ગ બંધ હોવાથી તેમજ જાહેર માર્ગનાં દ્વાર બરાબર પેક કરી આંકડી વાસી દીધેલ હોવાથી અંદર જુદીજુદી જાતનાં ધ્વનિઓ પ્રગટવા લાગ્યા. છેવટે બધું શાન્ત થયું.

થોડીવારે એક નાજુક મીણબત્તી સળગાવી દાક્તરે કબાટનું બારણું ઉઘાડયું, અને તે અંદર પેઠો. સામાન જેમતેમ અવ્યવસ્થિત સ્થિતીમાં હતો ને ખુણામાં કોઈ ધોળું વસ્ત્ર ઓઢી બેઠું હોય તેમ તેને જણાયું. તરત તેણે તે લુગડું ખસેડી તેનાં તરફ પેલી બત્તી ધરી

તો તેને નજરે શું પડયું ? મોહીની પોતેજ ! રખેઆરી ભુલતો નહિ થતી હોય ? એમ ધારી પુનઃ તેના મોઢાપર ડાક્તરે બત્તી ધરી; તેની ખાત્રી થઇ કે હું તપાસ કરવામાં જરાપણ ઠગાયો નથી. મોહીની આ વખતે બેભાન હોવાથી તેનો હાથ ઝાલી આસ્તેથી તેણે તેનાં બીછાનાંપર સુવાડી. કબાટમાં થએલ ધડાકાઓને લઇ કિશોરચંદ્ર વિગેરે સૌ દોડી આવ્યા હતા. તેને ડાક્તરે ટુંકામાં પણ સત્ય હકીક-તથી યોગ્ય સમજુતી આપી મોહીનીને શુદ્ધિમાં લાવવા માટે ડાક્તરે ઘણો પ્રયાસ કર્યો. થોડીવારે આંખો ઉઘાડી. તેની દૃષ્ટિ પાસે ઉભેલા કિશોરચંદ્રપર પડી.

“સ્વામી ! હું આપનો અપરાધી છું. ક્ષમાકરો ! પાપનો ઘડો ફુટવાની વખતે અણુધાર્યા સંયોગો આવી મળે છે. મારી બાબતમાં પણ તેમજ બન્યું. આપે સર્વ જાણ્યું હશે એટલે વધારે હવે શું કહું ? આપની ભયંકર માંદગીનું મુળ કારણ હું પોતેજ છું. દરરોજ રાત્રીએ હું પોતેજ કબાટમાં આવી તમોને ભય પમાડવા માટે વી-ચિત્ર ચાળાઓ કરતી હતી. પતિ ! મને માફ કરશો. આપને નવાઇ લાગશે કે તેમ કરવાનું શું કારણ હશે ? વ્હાલા ! સત્ય હકીકત અને કારણ આપની પાસે નિવેદન કરૂં છું.”

“ મને ક્ષયનો રોગ લાગુ પડેલ હોવાથી હવે હું બચી શકું તેમ નથી; એમ ચોકસપણે મને સમજાયું હતું. મારી માંદગીના ખબર આખા શહેરમાં ફેલાએલ હોવાથી મને ચોક્કસ પણે ખબર મળ્યા હતા કે પાસેના મહોલ્લામાં રહેતી યુવાન ‘ નલીની ’ મારા અવશાન સમય પછી આપની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરી બેઠી છે. જ્યારે આપણે ગાડીમાં બેસી ફરવા જતા

હતા ત્યારે પણ તે રસ્તામાં આવી આપનાં મુખે સ્મિત હાસ્ય ફરી રહેતી એ હું બરાબર જોઇ શકી છું. આથી મારૂં મન દિન પ્રતિદીન ઉદ્દવેગ પામી રહ્યું હતું મારી તમામ સંપત્તિનો ભોગવટો મારી પાછળ તે લેશે એવી પ્રચંદ ઇર્ષાએ મારા હૃદયમાં પ્રવેશ કર્યો. આથી પરિણામ એ આવ્યું કે તમોને કોઇપણ ઉપાયે મારી નાખવા જેથી તે નલીની. પોતાનાં વીચારમાં કોઇપણ રીતે ફાવે નહિં. અને મારી સમૃધીનો ભોગવટો લઇ શકે નહિ. આવા અનિષ્ટ વિચારોએ મારા હ્રદયને ઘેરો ઘાલ્યો. તમોને પ્રાણ વિનાશક નામના સાથી શોધી આપવા માટે ઘણાં ઉપાયો અને પ્રયોગો મારા તરફથી કરવામાં આવ્યા પરંતુ તેમાં મને વિજય પ્રાપ્ત થયો નહિં. હવે છેવટનો ઉપાય એ રહ્યો હતો કે તમોને ભયમાં ને ભયમાં ભડકાવી ક્રમે ક્રમે ક્ષીણ કરી નાખવા જેથી સત્વર તમારૂં મૃત્યુ થાય. આમ કરવાનું મને યોગ્ય લાગ્યું આ વખતે મને સ્વાર્થાંધપણાની પુરેપુરી અંધી ચડી ગઇ હતી જેથી સારાસારનું ભાન રહ્યું નહિં."

"બાલ્યાવસ્થામાં એક પ્રયોગ શાળાની અંદર વીજળીની બેટરીવડે અમુક જાતની ગોઠવણથી કેવી રીતે પ્રકાશ પ્રસરી રહી સામા માણસને આંજી શકે છે ને તેથી મનુષ્યનો આકાર કેવો ભયપ્રદ લાગે છે તે બધું હું શીખેલી હતી. આ વખતે તેનું મને સ્મરણ થવાથી જોઇતા દામ આપી તે યંત્ર બજારમાંથી હું આપનાથી ગુપ્ત રીતે ખરીદી લાવી હતી, કે જે યંત્ર આજસુધી મેં આપનાથી છાનું રાખ્યું હતું."

" ઉક્ત કાર્યનાં વિજય માટે મારા રૂમની દીવાલમાં અને

શયનગૃહ માંહેનાં કબાટમાં જે જે ફેરફારો કરવાના હતા તે મેં આપ-નાંથી ગુપ્ત રીતે કરાવી રાખ્યા હતા. આ દાક્તરને પણ બોલાવી લાવવાનું કારણ પણ એજ હતું કે તમારી ગંભીર સ્થિતી જોઇ 'હવે તમે બચશો નહિં' એમ કહે. આથી તમારા મન પર તે શબ્દની અસર થાય ને તમો જેમ બને તેમ ત્વરાથી મરણ પામો. મારી દરેક યુક્તિ આ ભલા પરગજુ દાકતરની જાહે- હીંમત અને સ્વાત્મભોગની આકાંક્ષા વડે નિષ્ફળ થવા પામી છે. જેના માટે હું પરમાત્માનો ઉપકાર માનું છું."

"સ્વામી! બીન અંદેશે સર્વ હકીકત આપની પાસે જાહેર કરી છે. મારો અપરાધ અક્ષમ્ય છે તે હું સારી રીતે જાણુંછું. હવે હું મારા પાપનો બદલો સહન કરવા પરમકૃપાળુ પરમાત્માની હજુરમાં હાજર થાઉંશું. તમોને પસંદ પડે તો ખુશીથી નલીની સાથે પ્રેમ જોડશો. એજ મારી અંતીમ પ્રાર્થના છે."

બસ થયું. આંખ ફેરવી. અને તેનો અમર આત્મા અન્ય પ્રદે-શમાં પ્રયાણ કરી ગયો. કિશોરચંદ્રને યોગ્ય સાંત્વન આપી દાકતર પોતાને સ્થાને ગયો. કિશોરચંદ્રની ખાત્રી થઇ કે ભુત પ્રેતાદિ એ આતો ભ્રમણા છે.

સરલાએ પોતાના વિચારો જણાવતા દર્શાવ્યું કે—પ્રજાજનો! મદિરાનું પાન કર્યાં પછી યાતો જબરો પથરો ગળે વળગાડી જળથી ભરેલા કુવા મધ્યે ભુસકો મારી બચીજવા માટે બાવીને ઓલંભા આપી બેસી રહેવું એ જેમ નિર્થક છે તેમ સ્વાર્થીઘેલાની કપટ જાળમાં સપડાયા પછી તેમાંથી મુક્ત થવા માટે પુંછરેલ બળદની માફક સત્વ-હીન દશામાં ખાલી બરડાઓ પાડવા એ પણ નિર્થક છે. મી. ગુ

એક સ્થળે ખફ્ફ્જ કહે છે કે-વાર્ષિક દસ હજાર પોંડની આવક વાળી જાગીર પ્રાપ્ત થવાથી જેટલું સુખ ઉદ્ભવી શકે છે; તેના કરતા વસ્તુ સ્થિતીની ઉજળી તથા સુખકર બાજુ ગોતી કાઢવાની ટેવ પાડવાથી વધારે સુખ પ્રાપ્ત થઇ શકે છે. મી. હ્યુના આ કીમતી શબ્દોનું અહરનિશ અધ્યયન કરવામાં આવે તો હું ધારૂંછું કે હાલ જે વ્હેમાદિક પ્રવૃત્તિનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું છે તેનો જલદી અંત આવે એટલુંજ નહિં પરંતુ વસ્તુતા એ શું છે તે પણ પ્રકાશમાં આવે.

પ્રજાજનોનું દુઃખી હૃદય ચાલુ આહ્તથી દ્રવીત થવાને લીધે વિવેક સુન્ય દશામા તેઓએ પોતાના ઉદ્ગારો બહાર પાડ્યા :—" શાસ્ત્રાધારનાં કીમતી સૂત્રોને અવલંબી યોગ્ય દૃષ્ટાંત સહીત કુદરતનાં બંધારણો સબંધી જે હકીકત જાહેર કરવામાં આવી તે યોગ્ય છે ખરી પ્રરંતુ ભુત પ્રેતાદિનાં પ્રત્યક્ષ મેળાપને જાણ્યા છતાં પ્રીતસુરીના બાના નીચે તેને કૃત્રીમતાનું સ્વરૂપ આપવું એ કેમ બની શકે ?

ભાનુમતીએ જણાવ્યું.-" ક્રૂર અને ઘાતકી વૃત્તિ વાળા માનવ રાક્ષસોની કૃત્રીમ જાળમાં સપડાએલ લોકો ભુત, પ્રેતાદિને મનુષ્ય યા તો પશુ સ્વરૂપે માની લે છે. એટલુંજ નહિં પરંતુ અન્યને પણ તેવી અંધ માન્યતાનાં ગુલામ બનાવે છે એ દેખીતું જ અશક્ય છે. કારણ કે જે મનુષ્ય યાતો પશુ સ્વરૂપમાં ભુત પ્રેતાદિને માની લેવામા આવે છે તે વસ્તુતા એ મનુષ્ય કે પશુ જ હોય છે. આવી લાખો વખત થયા તેવી મલીન વાતોનું સ્મરણ થવાથી અને તેનાં પ્રત્યે દ્રઢ શ્રદ્ધા ઉત્પન્ન થવાથી હૃદય ભીરૂ બને છે. ક્રમે ક્રમે ભયસંજ્ઞાની વૃદ્ધિ થતા તેના પરમાણુઓની પણ વૃદ્ધિ થાય છે. આવા પરમાણુઓની એક

આકૃતિ બંધાય છે; કે જે આકૃતિ પોતાના જન્મદાતાને ભયસંગ્રામાં વધારે ને વધારે ધકેલતી જાય છે. આથી બને છે એવું કે જ્યારે ભુતવાળી સાભરેલી કે માનેલી જગ્યાએથી અંધારામાં પસાર થવાનું બને છે; ત્યારે અશુદ્ધ વિચારોનું સ્મરણ થતા ત્રાસ ઉત્પન્ન થાય છે. તેવામાં તે જગ્યાએ કોઇ મનુષ્ય કે પશુ નજરે ચડે તો તરત જ તેને ભુત તરીકે કલ્પી લેવામાં આવે છે. જેને લઇ કંપતા વાયુની પેઠે ભયભીત દશા ભોગવવાનો વખત આવી પહેંચે છે. વિદ્વાનો કહે છે કે–' यादृसी भावना यस्य सिद्धीर्भवती तादृसी. ' જે મનુષ્ય જેવી ભાવના ભાવે છે તેવું ફળ તાદસ્ય મળી ચુકે છે. ઉપરોક્ત મુજબ પિશાચી વૃત્તિવાળા માનવ રાક્ષસોની સ્વાર્થ સાધક વૃત્તિ એટલી હદે પહોંચી વળે છે કે મોટાઇના ડોળમાં ખપવા માટે જ્યાં ત્યાં ભુત પ્રેતાદીની અસત્ય વાતો પ્રગટ કરી તેનાં તારક તરીકે પોતાને જ ઓળખાવે છે તેથી બિચારા બાળ જીવો બાહ્ય દેખાવનાં અવલોકન વડે તેની ઇંદ્રજાળમાં ફસાઇ પડે છે. આ સ્થળે હું તમોને એક દૃષ્ટાંત આપીશ.

અજ્ઞાનપુર નામનાં એક નાનાં ગામડામાં કાળીયો નામનો કોળી રહેતો હતો. તે દેખાવે શ્યામ અને ઠીંગણો હોવાથી તેનું મુખ મંડળ અતી ભયપ્રદ દશાને પ્રાપ્ત થયું હતું; દષ્ટાને તેના દરેક શારીરીક અવયવો કદરૂપી અને અતી મલીન દશાનું ભાન કરાવી રહ્યા હતા; હૃદય ક્ષેત્રમાં કપટ રૂપિ ક્યારા મધ્યે અનીતિ બીજનું આરોપણ કરી સ્વાર્થી લાલસાઓ પાર પાડવા માટે તેણે એવી તો પ્રવીણતા ધારણ કરી હતી કે મહાન સમર્થ મનુષ્યો પણ તેમની ઇંદ્રજાળને ઓળખી શકતા નહિ; મુખે મીઠું મીઠું બોલી અન્યને ફોલી ખાવામાં

તેણે મહાન કુશળતા પ્રાપ્ત કરી હતી; અને છેવટે ખુશામત તથા આપ ખુદીનાં યજ્ઞકુંડમાં ગરીબોનાં દ્રવ્ય રૂપી રક્તનું બળીદાન અર્પણ કરવા માટે તેણે ખરેખર એક જીવતા યમની હયાતી સંપુર્ણ રીતે બતાવી આપી હતી.

ગામમાં મુખ્યત્વે કરીને કણબી લોકોની વસ્તી વધારે હતી. સર્વ કોઇ પોતપોતાની મર્યાદિત સ્થિતિમાં સંપ સલાહથી વર્તી પોતાનાં જાન માલનું રક્ષણ કરી શકે તેના માટે એક મોભાદાર અને ચુખો માણસને ગામ તરફથી સર્વાનુમતે નીમવામાં આવેલ હતો. જેને સર્વ કોઇ 'પટેલ' કહીને બોલાવતા. દરેક પ્રકારનાં વાંધા વહીવટ નો ચુકાદો પટેલને આપવો પડતો. લોકો પટેલનું માન સારી રીતે જાળવતા હતા. ટુંકામાં પટેલ તે ગામનો એક ધણી તરીકે મનાતો હતો.

કાળીયો કોળી એ એક કત્રીમ દેવી ભક્ત હતો. પોતાનાં ઘરમાં દેવીની મુર્તિ બેસાડી તેની પાસે અહરનિશ ભજન કિર્તન કરવા લાગ્યો. નૃત્યની સાથે કંઠની મધુરતાને લઇ લોકોનું હૃદય તેના તરફ આકર્ષાવા લાગ્યું. જેમ જેમ લોકો તેના તરફ માયાળુ થતા ગયા તેમ તેમ તેણે વ્હેમ, પ્રપંચ, અને ધતીંગ ફોયાની જાળ પાથરવા માંડી. રફતે રફતે કાળીયો કોળી દેવીનો પરમ ભક્ત છે; અને દેવીની મહાન કૃપા વડે તે મંત્ર, જંત્ર, ઇત્યાદિ સારી રીતે જાણે છે. એવી દૃઢ શ્રદ્ધા લોકોનાં હૃદય સ્થાનમાં સંપુર્ણ રીતે નિવાસ કરવા લાગી. આથી બન્યું એવું કે કાળીયા કોળીની આજીવકા વિષેની મહાન ચિંતા નષ્ટ પામી.

ડાકલાઓ બેસાડયા; લોખંડની સાંકળો લઇને ધુણવું; હાથના પંજાઓ જમીન પર પછાડી મહાન ભયંકર ગર્જનાઓ કરવી; દા-

ગુઓ જોઈ આપવા; કોઇને પુત્રનું, તો કોઇને લક્ષ્મી ઇત્યાદિનું વચન આપવું; પ્રશ્નોનાં જુદી જુદી રીતે ખુલાસા આપવા; અને આસપાસનાં ગામોમાંથી ભુવાઓને બોલાવી મોટી ધમાલો મચાવવી આ તેનું નિત્ય કર્મ થઇ પડવાથી ગામનું સ્ત્રી મંડળ તો તેને એક પ્રભુ તરીકે માનવા લાગ્યું. અનેક પ્રકારનાં વ્હેમી દરદીઓ તેની પાસે આવવા લાગ્યા. કોઇ કહે મને ભુત વળગ્યું છે; કોઇ કહે કે મને રાત્રીનાં વખતે પિસાચ કનેડે છે; કોઇ કહે કે મને સ્વપ્નમાં ચુડેલ દેખાય છે કોઇ કહે કે મને ખીજડીઓ મામો સુખે જંપવા દેતો નથી; કોઇ કહે કે મારા દીકરાને જનનો વળગાડ છે; કોઇ કહે મારા બાપ પર ડાકણની નજર પડી છે; કોઇ કહે કે મારી મા રોજ રાત્રે એકદમ ભડકીને જાગી ઉઠે છે; કોઇ કહે કે મારી સ્ત્રીપર કોઇએ મુઠ નાખી છે; કોઇ કહે કે મારી પુત્રી પર વ્યંતરીએ લોહીનો છાંટો પણ રહેવા દીધો નથી; કોઇ કહે કે મારો બનેવી કાળીચૌદસને દિવસે જોગણીઓની છાયામાં આવી જવાથી ઘેલો બની ગયો છે; અને કોઇ કહે કે મારો કાકો નવરાત્રીને દિવસ પાણીનાં કુંડાળામાં આવી જવાથી ચિતભ્રમ થઇ ગયો છે. ઇત્યાદિ દરદીઓના ધ્વનિ તે સ્થળે પ્રસરી રહેવા લાગ્યો કાળીયો તે સર્વને દેવીની અકૃપાનું પરિણામ જણાવી સ્વાર્થ સાધક વૃત્તિદ્વારાએ દેવી સમક્ષ નૈવેદ્યાદિક પહોંચાડવાનું કહી મંત્રાદિક પ્રયોગો વડે ( લોકો જાણી શકે કે આ મંત્રોચ્ચાર કરે છે તેમ બાહ્ય દૃષ્ટિએ માત્ર હોઠ ફફડાવવાનો ચાળો ) આશ્વાસન આપવા લાગ્યો. 'કાગને બેસવું અને તાડને પડવું' એ કાગતાલીક ન્યાય મુજબ કેટલાએકને આરામ થવાથી સર્વ કોઇ કાળીયા કોળીને અવતાર તરીકે માનવા લાગ્યા.

કાળાનુક્રમે કાળીયાનું પરિબળ વિદ્યુત પ્રવાહની માફક ચોમેર પ્રસરી રહેવા લાગ્યું; અનેક પ્રકારની રાક્ષસી પ્રવૃત્તિનો ઉદય થવા લાગ્યો; આશ્ચર્યમય ધતીંગ ક્રિયાનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું; અને વ્હેમાદિક પ્રવૃત્તિના પ્રણાલીકા દીન પ્રતિદીન વૃદ્ધિગત્ થવા લાગી. લોકો અશિક્ષીત, મલીન વૃત્તિવાળા, અને કુસંસ્કારી હોવાથી તેની સારી નરસી દરેક માગણીનો સ્વીકાર થવા લાગ્યો. બુલ્કેચુકે પણ તેની કોઇ પણ માગણીનો અસ્વિકાર ન થાય તેને માટે સંપૂર્ણ કાળજી રાખવામાં આવતી. દેવીનાં બાનાં હેઠળ આવી આપખુદી પ્રબળ સત્તાનું અસ્ખલીત સામ્રાજ્ય લોકોનાં હૃદય સ્થાનપર ચલાવવા માટે ભાગ્યશાળી થવાથી કાળીયો રફતે રફતે નિર્દોષ સ્ત્રીઓનાં સતિત્વ રૂપી કિંમતી આભુષણને પણ મલીન કરવા માટે જરા પણ આંચકો ખાવા લાગ્યો નહીં. પટેલ આદિ ગામનાં અગ્રગણ્યોને પોતે ગુલામી સ્થિતીમાં સપડાવેલ હોવાથી મદોન્મત્ત સાંઢની માફક ચોમેર ઇચ્છાનુસાર વર્તન ગુજારવા લાગ્યો. લોકો હસ્તે વદને તેના આવા હડહડતા જુલમી અત્યાચારને સત્યાચાર માની તેની દરેક પ્રકારે સેવા કરવા લાગ્યા. એકદા કાળીયાની ઉશ્કેરણીથી પટેલે ગામમાં સાદ પડાવ્યો કે—"દેવીનું ફરમાન છે કે કોઇ પણ નવ પરણીત સ્ત્રી એ સ્વસુર ગ્રહે આવતા પ્રથમ રાત્રી પોતાનાં માલીકોની આજ્ઞાનુસાર કાળીઆ કોળીને ત્યાં દેવી આવાસે ગુજારવી. જે કોઈ આ ફરમાનનો ભંગ કરશે યા તો નવ પરણીત સ્ત્રી ને તેના માલીકો તેમ કરતા અટકાવશે તો તે બન્ને દેવીની અકૃપાનો ભોગ થશે." આથી સર્વ લોકો ક્ષોભ પામ્યા. પરંતુ જો આ હુકમનો અનાદર કરવામાં

આવશે તો દેવી કોપાયમાન થશે અને કાળીયો મંત્રાદિક પ્રયોગોવડે કાંઇ કરી મુકશે અને સુખેથી જંપવા પણ દેશે નહિં. માટે જે થાય તે સારાસારૂં એમ ધારી આ નૂતન કાયદાનો કાળજી પુર્વક અમલ કરવા લાગ્યા. સત્યની અમુક વ્યક્તિઓ આ અન્યાય સહન કરી શકી નહીં. તેથી પટેલ સમક્ષ આવી આપખુદીની અતિ પ્રવૃત્તિ માટે ખેદ ધરી તે વ્યક્તિઓ કહેવા લાગી કે કાળીયો કોળી ઇન્દ્ર-જાળી છે; એટલુંજ નહિ પરંતુ તે એક મોટો સફેદ ઠગ છે. માટે આમ ન થવું જોઇએ. પણ પપુડીનો નાદ કોણ સાંભળે ? એક વિ-દ્વાન ગ્રંથકારે ખરૂં કહ્યું છે કે—

સારા થયા સરદાર, ગાડરનાં વાઢે ગળાં;
સાવજ તણાં શિકાર, વીરલા ખેલે વિશ્વમાં.

"*ખરેખર લોક સમુહને આત્મ વિશ્વાસ ન હોવાથી તેઓ પોતાના એક નાયક તરીકે કોઇને શોધી લે છે. આ નાયક ખરૂં ખોટું પારખવાની અશક્તિને લીધે જડબુદ્ધિ વાળો હોવાથી તેના પાછળ પાછળ દોરાતો લોક સમુહ પરીણામે નાયક સહિત વિનાશની ખાઇમાં હોમાય છે." અજ્ઞાનપુર ગામનો પટેલ પણ જડબુદ્ધિ વાળો. અને તેના આજ્ઞામાં વર્તનાર લોકો પણ જડબુદ્ધિ વાળા એટલે પુછવુંજ શું ? બીચારા બે ચાર સત્યનાં જીજ્ઞાસુઓ સમૂહના અંધકાર પાસે શું કરી શકે ? નીરૂપાયે તેઓને પણ તે અંધકારમાં અથડાવું જ પડે. ઉક્ત સત્યનાં જીજ્ઞાસુઓનો અવાજ ફોગટ ગયો. પરિણામ કાંઇ આવ્યું નહિ. ઉલટો નકામાં પટેલનો તીરસ્કાર સહન કરવો

---

* જૈનહિતેચ્છુ પત્ર. પુસ્તક ૧૮. સને ૧૯૧૬. માર્ચ અને જુનનો અંક, આપણી આસપાસ ચાલતું સાચું નાટક એ લેખમાંથી.

ચડ્યો. ચંદ્ર લેખા નામનાં પુસ્તકમાં લખ્યું છે કે—

### ઉપજાતી.

રૂડો પડે પહાડ જો શિર તુટી, રૂડી ગદા બંદુક મર્ણ છુટી;
ભલી અણી બાણુની કે કટારી, કુડો તીરસ્કારનો માર કારી.

**ભાવાર્થ:**—આ કોમળ શરીર પર અકસ્માત રીતે કદાપી પહાડ તુટી પડે તો તે પણ સારો; યા તો ગદા, બંદુક, કે જડીબુટીથી જીવનની સમાપ્તિ થાય તો તે પણ સારી; એટલુંજ નહિં પરંતુ બાણુની તિક્ષણુ અણી કે કટારીથી આ દેહમાં ઝીણાં ઝીણાં છીદ્રો પાડવામાં આવે તો તે પણ સારા; પરંતુ તીસ્સ્કારનો વચન પ્રહાર કે જેનાં કારી ઘા ની મહાન તીક્ષણુ વેદનાં ખરેખર અક્ષમ્ય છે.

કોઇએક અનુભવી ગ્રંથકાર બાજથી જ લખે છે કે—

જુગતે રૂઝી જાય, તિખા ઘા તલવારનાં;
રૂઝયા નહિં રૂઝાય, જીભ તણાં ઘા જગતમાં.

**ભાવાર્થ:**—તીખી તલવારના ઘાથી ઘવાએલો માણસ કોઇ દિવસ પણ પોતાનો ઘા રૂઝાવી શકે છે; પણ વચન પ્રહારનો કારી ઘા રૂઝાવો એ મહા કઠીનમાં કઠીન છે.

પટેલનાં તિરસ્કારે બિચારા સત્યનાં જીજ્ઞાસુઓને ભારે દુઃખ પેદા કર્યું; પરંતુ નિરૂપાય કારણુ કે તેની આપખુદી સત્તા પાસે કોઇથી ટકી શકાય તેમ હતું નહિ.*એક ચક્રવૃત્તિ રાજાને ભીક્ષુક તરીકે—રોટલીનાં ટુકડા માટે યાચના કરતો જોવાથી સહૃદય જોનાર ને જે દુઃખ થવું સંભવીત છે તે કરતા હજાર ગણું દુઃખ ભાવિ સિદ્ધ આજનાં મનુષ્યને—સત્યનાં જીજ્ઞાસુને પ્રતિક્ષણ

---

*શ્રીયુત. વાડીલાલ મોતીલાલ શાહ.

વ્યવહારમાં તેમજ ધર્મમાં બીજાઓનાં જ અભીપ્રાય કે આજ્ઞાને ચુપચુપ તાબે થઇ ગાડરની માફક નીચે મોઢે પાછળ પાછળ ચાલ્યો જતો જોવાથી થવું જોઇએ." સત્યનાં જીજ્ઞાસુઓની બાબતમાં પણ તેમજ બનેલું હોવાથી—અરે ખુદ પોતાને પણ પટેલની જોહુકમી વાંસે ગાડરની માફક નીરૂપાયે તણાવું પડેલ હોવાથી તેઓના હૃદય પ્રદેશમાં શોકાગ્નિ પ્રદિપ્ત થવા લાગ્યો.

વાણી કુદરત આ અધમ અત્યાચારની કુટીલ પ્રવૃત્તિને જોઇ શકી નહિં. મલીન વૃત્તિ-પ્રવૃત્તિની અમાવાસ્યામાં મુખ્યત્વે કરીને તેના જ જન્મદાતાને અથડાવાનો દુઃપ્રસંગ પ્રાપ્ત થાય છે; એ નિઃશંસય છે. રાવણની અતિ પ્રવૃત્તિએ તેના જાનમાલનો ભોગ લીધો; કૌરવોના અતિ પ્રવૃત્તિએ તેનાં સર્વસ્વનું હરણ કર્યું; પદમોત્તરની અતિ પ્રવૃત્તિએ તેને સ્ત્રી સ્વાંગમાં શ્રીકૃષ્ણચંદ્ર પાસે માફી મગાવી; સીદ્ધરાજની અતિ પ્રવૃત્તિએ તેને રાણકદેવીનાં શ્રાપનો ભોક્તા બનાવી નિર્વંશ કર્યો; ઔરંગજેબની અતિ પ્રવૃત્તિએ તેને બંધુ પતિ તારલદે સમક્ષ હતાસ પમાડયો; અને કરણઘેલા અતિ પ્રવૃત્તિએ તેને મુગલોનાં હાથથી પરાભવ પમાડી ગરવી ગુજરાતનું અધીપત્યપણું છીનવી લીધું. કાળીયાની અતિ પ્રવૃત્તિમય મલીન વૃત્તિ એ તેનો વિનાશ માટેનું ગુપ્ત તત્વ આ પૃથ્વીપટ પર ક્યારનું એ નિર્માણ કરી રાખ્યું હતું; પરંતુ તેની આ બિચારા કાદવનાં કીડાને શું ભાન હોય?

મહાનુભાવીઓનું કથન છે કે—' વિનાશ કાળે વિપરીત બુદ્ધિ '. એ ન્યાય મુજબ કાળીયા કોળીનો વિનાશકાળ પાસે હોવાથી કુદરતે એવો જોગ સાધી આપ્યો કે. તે ગામમાં પ્રેમચંદ કરીને

એક વાણીયો રહેતો હતો. તેની આર્થિક સ્થિતી ઘણી દયાજનક હતી. હીંગ, મરી, મરચું, મીઠું ઇત્યાદિની ગામમાં ફેરી મારી પોતાનું ગુજરાન ચલાવતો હતો. સમયનાં પરિવર્તનની સાથે વસ્તુ સ્થિતીમાં પણ અનેક જાતનો ફેરફાર થાય છે. જે ગુલાબની કળી નીલા પડ માંહેનાં ઘોર અંધકારમાં અથડાયા કરે છે; તેજ ગુલાબની કળી સમયનાં પરિવર્તનને લઇ ઉક્ત નિલા પડને ભેદી ખીલતા પુષ્પની સાથે સુરમ્યતા ધારણ કરે છે. જે મીઠી મધુરી કોયલ સુર્યની ઉગ્રતાવડે અશોક વૃક્ષનાં ભસ્મિભુત થતા લાલીત્ય ને જોઇ રૂદન કરે છે; તેજ મીઠી મધુરી કોયલ સમયનાં પરીવર્તનને લઇ જળવૃષ્ટિવડે ખીલતા ઉપરોક્ત પ્રિય વૃક્ષનાં લાલીત્યને નીરખી અત્યાનંદમાં મગ્ન બને છે. અને જે સૌંદર્ય કમળ સુર્યાસ્તને લીધે સંકુચીત દશામાં ગૌરક્તાર બને છે; તે સૌંદર્ય કમળ સમયનાં પરીવર્તનને લઇ અરૂણોદય થતા વિકશ્વર બની ભોગી ભ્રમરોનાં ગુંજારવનું રમ્ય સ્થાન બને છે. પ્રેમચંદની બાબતમાં પણ તેમજ બન્યું. ગરીબ બીચારો પ્રેમચંદ કે જે મહા વીચિક્ષણ અને બુદ્ધિશાળી હોવા છતાં ગરીબાઇને લીધે એક વખત મૂર્ખની પંક્તિમાં ગણાતો હતો; તે સમયનાં પરિવર્તનને લઇ સુખ સામગ્રી પ્રાપ્ત થતાં અગ્રગણ્યમાનો એક ગણાવા લાગ્યો.

સમય સમયનું કામ કર્યે જાય છે. એકદા તે પ્રેમચંદે ગૃહસ્થાશ્રમની નૂતન મુસાફરીમાં પ્રવેશ કર્યો. આજે ગૃહસ્થાશ્રમની પ્રથમ રાત્રી હોવાથી ધોરણ મુજબ દેવી આજ્ઞાનું પાલન કરવા માટે કાળીયા કોળીને સંતોષ આપવો પડશે. એ વિચારે તેનું હૃદય સ્થાન ઘેરી લીધું. તેની સદ્સદ્ વિવેક બુદ્ધિ આવા અનિષ્ટ રાક્ષસી અત્યાચારને કોઇ રીતે સહન કરી શકે તેમ હતી નહીં. કારણ કે આ સર્વ ધુર્તક્રિયાનો દ્રોપસિન છે એમ તે સારી રીતે જાણતો હતો. છતાં પણ કાળીયા કોળીની જોહુકમી અને *પટેલની આપખુદી સત્તા સામે એક

ચમક પણ ઉચ્ચારી શકાય તેમ હતું નહિં. વ્યાખ્યાન સાહીત્ય સંગ્રહકાર જણાવે છે કે—

इदम पटुक पाटं जर्जरः पञ्जरोऽयं,
विरमति न गृहेऽस्मि न्क्रूर मार्जारयात्रा
शुक मुकुलितजिहः स्थीयतां किं
वचोभि स्तवतवचन—विनोदनादरः पामराणाम्.

ભાવાર્થ—હે પોપટ આ તુટેલ કમાડ છે; અને આ તારૂં પાંજરૂં પણ જીર્ણ થઇ ગયું છે; તેમ આ ઘરમાં નિર્દય એવા બિલાડાઓનું આવવું બંધ પડતું નથી. માટે તારી જીભને દબાવી સ્થિર થઇ જા. કારણ કે તારા મધુર વચનોથી આ સ્થળે શુ ફળ છે? કેમકે તારા ભાષણનું શ્રવણ જો બિલાડાને થશે તો ઉલટી તારા પ્રાણની હાની થસે.

પ્રેમચંદનું ઉપદેશ કથન આ વખતે ધર્માધ્યક્ષો ને શું અસર કરી શકે? ચોમેર દૃષ્ટિ કરતા વિજયની આશા નિરાશાના અંતર પટમાં છુપાએલ હોવાથી માત્ર §દયારામની મના હોવા છતા પ્રેમ-

---

* પ્રાચીન સમયમાં પટેલની સત્તા તે એક રાજસત્તા બરોબર ગણાતી હતી; એટલે કે તેની સારી કે નરસી, હિતકર કે અહિતકર અને સત્ય કે અસત્ય એમ દરેક પ્રકારની આજ્ઞા ઉઠાવવાને માટે લોકોને તૈયાર રહેવું પડતું. પટેલનો જરા માત્ર પણ તિરસ્કાર લોકોને અસહ્ય થઇ પડતો હતો. † કાળીયો કોળી અને પટેલ. § દયારામ એ એક સત્યજ્ઞ અને મુમુક્ષુ આત્મા હતો. એટલુંજ નહિ પણ પ્રેમચંદનો બાળ મીત્ર હતો. જ્યારે પટેલે નવ પરણીત સ્ત્રી માટે કાયદો ઘડયો ત્યારે તેની પાસે જનાર સત્યના જીજ્ઞાસુઓમાં તે પણ સામેલ હતો.

ચંદે પોતાની નવ પરણીત સ્ત્રી કે જેનું નામ કમળા હતું તેને સર્વ પ્રકારે વાકેફ કરી દેવી આજ્ઞાનું પાલન કરવા માટે અત્વર દેવી અા- વાસે કાળીકાને ત્યાં જવા સૂચવ્યું. સાધવી કમળા આ અન્યાય કોઇ રીતે સહન કરી શકી નહિં. "જે દેવ, જે ગુરૂ, જે ધર્મ અત્યા- ચારની અમાવાસ્યામાં હડસેલવા માટે જો હુકમીનું સેવન કરતો હોય; તે દેવ, તે ગુરૂ, અને તે ધર્મ સમસ્ત સૃષ્ટિને ખાલી બોજારૂપ થઇ પડે છે." એ કામતી સૂત્ર તેના હૃદય સ્થાનમાં પીયર પક્ષનાં સુ સંસ્કારને લઇ રમી રહ્યુ હતું. સતિત્વના કીમતી આવેશ પાસે પતિ આજ્ઞાની મહત્વતા તેને નજીવી જણાવા લાગી. આખરે નિતાન્ત ભાવે પતિ સમક્ષ નિવેદન કર્યું કે " આપ- ની અયોગ્ય આજ્ઞાને હું કોઇ રીતે માન આપી શકું તેમ નથી." આથી પ્રેમચંદે દેવી આજ્ઞાનું ઉલંઘન કરતા ભવિષ્યમાં કેટલું સહન કરવું પડશે તે વિશેષ સ્પષ્ટિ કરણથી સમજાવ્યું છતાં પણ કમળાનો દૃઢ નિશ્ચય ડગ્યો નહિ. આથી પ્રેમચંદના આનંદનો પાર રહ્યો નહીં. કમળાનું સતિત્વપણું તેને સંતોષ સાગરમાં ઝુલાવવા લાગ્યું. અને શાણી કુદરતની અપુર્વ કૃપાને તે ધન્યવાદ આપવા લાગ્યો. દયારામને આ ખુશ ખબર પ્રેમચંદ મારફત મળતા કમળાનાં ઉંચ ચારીત્ર માટે અને તેની ધૈર્યવૃતિ તથા વખતસરની જાહેર હિંમત માટે તે ફીદા થયો. પ્રેમચંદનાં સંસ્કારી હૃદયમાં સાધવી કમળાનાં ઉંચ વિચાર માટે ઘણું માન પેદા થયું એ તો દેખીતું છે કે—

*આત્મ સુંદર હૃદય સુંદર, સુમન સુંદર સુંદરી;
સૃષ્ટિ તણાં સૌંદર્યનો શણગાર સજતી સુંદરી.

---

*પરકીય.

ચાતુર્ય સુંદર સ્નેહ સુંદર, કુળમણી ગૃહ સુંદરી;
સુંદર બની સુંદર બનાવે, માત્ર એ ગુણ સુંદરી.

**ભાવાર્થ:**—જેનો આત્મા પવિત્ર અને નિર્મળ હોય, જેનું હૃદય સતિત્વનાં આવેશ માટે અદ્વૈત ભાવના વાળું હોય, અને જેનું પ્રેમાળ મન ગંભીર તથા દાંભીક વૃત્તિથી અલગ હોય તેવી આદર્શ સ્ત્રી ભલે ગરીબી દશા ભોગવતી હોય તોપણ તે પોતાનો ગરીબા પોશાક ધારણ કરતી વખતે કેમ જાણે સમસ્ત સૃષ્ટિનો શણગાર ધારણ કરતી હોયની! આવી સદ્‌ગુણાલંકૃત ભાર્યાનું જીવન વૃતાંત રૂપી ચાતુર્ય મનમોહક હોય છે; એટલુંજ નહિં પરંતુ તેનો હાર્દિક નિર્મળ સ્નેહ પણ એવો તો ઉંચ પ્રકારનો હોય છે કે તેની છાયામાં આવનાર દરેક પ્રાણી શાન્તિ પામે છે. ગૃહ રાજ્યને સૌંદર્ય બનાવનાર આવી વિદુષી સ્ત્રી સર્વત્ર મણીરૂપે પુજાય છે અને ઉંચ ચારીત્રથી પોતે સૌંદર્ય બની અન્યને પણ સૌંદર્ય બનાવવા પાછળ સ્વાત્મભોગનું બળીદાન આપી 'ગુણસુંદરી' નું ઉંચુ માન મેળવવા ભાગ્યશાળી બને છે.

દંપત્તિની સુખમય રાત્રી વીતિ પ્રભાત થયું. કાળીયો કોળી, પટેલ અને તેનાં સાથીતો પ્રેમચંદની આ વર્તણુક માટે ખેદ ધરવા લાગ્યા; પરંતુ કાળીયો કોળી સમયસૂચક અને દિર્ઘદષ્ટિ વાળો હોવાથી પ્રેમચંદ તરફ જાહેર રીતે ગ્લાની ન દર્શાવતા વધારે ને વધારે મળતા પણું બતાવવા લાગ્યો. અને વખત આવે કાર્ય સાધી લેવું એ માન્યતાને મજબુત પણે વળગી રહ્યો. ખરેખર દુર્જન મનુષ્યોની દુર્જનતા હદ છોડીને પણ આગળ વધે છે. વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહકાર કહે છે કે—

## सार्दुल.

गाढं श्लिष्यती दूरतोऽपि कुरुतेऽभ्युत्थान मार्द्रेक्षणो
दत्तेऽर्द्धासन मातनोती मधुरं वाक्यं प्रसन्ना ननः ॥
चितान्तर्ग तवञ्चनो विनयवान् मिथ्यावधि दुष्टधी
र्यो दुःखामृत भर्मणा विषमयो मन्ये कृतो दुर्जनः ॥ १ ॥

ભાવાર્થ:—દુર્જન મનુષ્ય બીજાને મળતા એકદમ મજબુત રીતે ભેટી પડે છે; અને છેટેથી પણ આંસુ વાળી આંખ કરીને ઉભો થઇ જાય છે. પાસે જતા પ્રસન્ન મુખ રાખીને અર્ધું આસન આપે છે; તથા મધુર વાક્યને પણ જન્મ આપે છે. પરંતુ ચિત્તમાં છેતરવાનું કામજ કર્યા કરે છે. એટલે આ મનુષ્યને કેમ છેતરૂં ? એ વિચાર કર્યા કરે છે; અને ઉપરથી વિનયનો ડોળ કરે છે. દુષ્ટ બુદ્ધિ વાળો દુર્જન મનુષ્ય મિથ્યાપણાની અવધીરૂપ છે એટલે દુઃખ (વિષ) તથા અમૃતનાં સ્થાન રૂપ એવા બ્રહ્માએ ઝેરમય ( ઝેરમાથી જ. ) દુર્જનને ઉત્પન્ન કર્યો છે એમ હું માનું છું.

આથીજ કહ્યું છે કે:—

* કદી ન પોંચે કોઇ, દુર્જન ને દુર્જન વિનાં;
જેમ ઘુવડને જોઇ, કષ્ટ દીયે છે કાગડા.

કાળીયાની દુર્જનતાને પ્રેમચંદ સારી રીતે જાણતો હતો; અને તેથી જાણે અજાણે તેનાં મધુર વચનમાં નહિં ફસાવા માટે તે અહર્નિશ કાળજી રાખતો હતો. રફતે રફતે આ બીના ચોમેર પ્રસરી રહેવા લાગી. સોને ઠાત્રે તેની વાતો કરવા લાગ્યા કોઈ કહે કે

---

* પરકીય.

પ્રેમચંદનું આવી બન્યું; કોઇ કહે કે તેની ગેરવર્તણુક માટે દેવીનો મહાન કોપ થશે; કોઇ કહે કે હવે કાળીયો કોળી પ્રેમચંદને બરાબર સપાટામાં લેશે; કોઇ કહે કે એમાં પ્રેમચંદનો વાંક નથી, પણ તેની સ્ત્રી બહુજ હઠીલી લાગે છે તેથી આમ બન્યું; કોઇ કહે કે પ્રેમચંદ નાસ્તીક છે; કોઇ કહે પ્રેમચંદે દેવી આજ્ઞાનું ઉલંઘન કર્યું તે સારૂં કર્યું નથી; કોઇ કહે કે પ્રેમચંદનાં પાપના છાંટા આખા ગામમાં ઉડશે; કોઇ કહે કે આપણે તેની સાથે કોઇ પણ જાતનો વ્યવ્હાર રાખવો નહિ; અને કોઇ કહે કે પટેલને કહી તેને ગામમાંથી કાઢી મુકવો જોઈએ. ઇત્યાદી ચર્ચાએ ભયંકર રૂપ પકડયું. ખરેખર દુનિઆ દોરંગી છે. × જ્યારે સત્યમય શક્તિ કોઇ મનુષ્યમાં જોવામાં આવે છે ત્યારે 'દુનીયા'થી-'જડ'થી-'મૃત્યુ'થી-'નબ-ળાઇ'થી ગુલામી થી બંધાયેલી વ્યક્તિઓ ભીતરમાં ઈર્ષાની આગ અનુભવે છે-કે તે આનંદી શક્તિ ધરાવતા મનુષ્યનાં સગાઓ અને સંબંધીઓ પણ ઇર્ષાગ્નિમાં બળવા લાગે છે અને પેલા સુખી-આનંદી-બળવાન મનુષ્યને ત્હેના 'સ્વર્ગ' માંથી ખેંચી પોતાનાં 'નરક'માં ઉતારવાના પ્રયત્નો અજમાવે છે. તેઓ તેની હાંસી કરે છે. તેના ઉમદા શબ્દ કે આશય કે કૃત્ય ઉપર ભ્રષ્ટતાનો રંગ ચડાવે છે ( અર્થાત 'આરોપ' મુકે છે. ) અને ત્હેનાં માર્ગમાં કાંટા અને પથરા તથા બળતા કોલસા નાખે છે. "

એક વિદ્વાને ત્યાં સુધી કહ્યું છે કેઃ—

§ રંગીકું નારંગી કહે આતી કું કહે નાવ;
ચલતી કું કહે ગાડી, એસી દુનિઆ આડી.

---

× જૈનહિતેચ્છુ સને ૧૯૧૬. માર્ચ અને જુનનો અંક 'નગ્ન-સત્ય' નાં લેખમાંથી. § પરકીય.

મીઠા કું ખુરા કેવે, ખુરા કું મીઠા કેવે;
સારી જો હે ગંદા, એસી દુનીયા અંધી.
પાળીકું વાઢી કેવે, વાઢીકું કેવે પાળી;
કરનાકો નોકર કેવે, એસી દુનિયા ચાળી.

**ભાવાર્થ**:—નારંગી નામનું સુંદર ફળ કે જે મધુર અને સ્વાદિષ્ટ હોવા છતાં દુનિઆએ તેનું નામ 'ના+રંગી' એટલે રંગ વિનાનું અસ્વાદિષ્ટ કલપ્યું; નાવ–વહાણ ભર સમુદ્રમાં આવતી નામ ચાલ્યું આવે છે છતાં 'ના+વ' એટલે નથી આવતું એમ નક્કી કર્યું; અને સેંકડો માઇલિની મુસાફરી કરતી ચલતી નામ ચાલી આવતી રેલગાડી કે જેનું નામ 'ગાડી' એટલે નથી આવતી એમ જાહેર કર્યું આમ આ દોરંગી દુનીયાનો આડો વ્યવહાર છે. સાકરનું ખુરૂ કે જે સ્વાદમાં મીઠું–સ્વાદિષ્ટ છે છતાં દુનિયાએ તેનું નામ 'ખુરૂ' એટલે ખરાબ પાડયું; મીઠું નામ નીમક ખારૂ ઝેર હોવા છતાં તેનું નામ "મીઠું" એટલે સ્વાદિષ્ટ પાડયું; અને ચલમ ફુંકનારાઓ ચલમની નીચે એક દુર્ગંધ મારતું નાનું કપડું રાખે છે જે મહા મલીન અને ખરાબ વાસ મારતું હોય છે છતાં તેનું નામ 'સારી' એટલે સાફ–સ્વચ્છ પાડયું આવી રીતે દુનીયા છતી આંખે આંધળી બને છે. ગૃહ આંગણે મેમાનો આવતા મીષ્ટ ભોજનથી તેનો સતકાર કરવી વખતે 'વાઢી'માં ઘી નાખી પીરસવામાં આવે છે કે જે 'પાળી' નામ પાળવા વાળી–પોષવા વાળી છે છતાં દુનિયાએ તેનું નામ 'વાઢી' એટલે વાઢી નાખવા વાળી–કાપી નાખવા વાળી પાડયું; તિક્ષણ ધાર વાળી 'પાળી' નામ છરી કે જે જોતજોતામા જખમ કરે છે છતા તેનું નામ 'પાળી' એટલે પાળવાવાળી કર્યું; અને નોકર બિચારો આખો દિવસ ગધા વૈતરૂં કરતો હોય છતાં તેનું નામ 'નો–કર' એટલે નથી કરતો એમ નક્કી કર્યું. આવી રીતે

અનેક પ્રકારનાં જાણ્યાં છતાં અસત્ય ચાળાઓ કરવા વાળી આ દુનિયા છે.

લોકો પોતાને ફાવે તેમ આ નૂતન દંપત્તિને પજવી રહ્યા હતા; તેવામાં એકદા તે ગામમાં સીતળાનો રોગ ફાટી નીકળ્યો. નાનાં મોટા સર્વ મનુષ્યો તે રોગમાં સપડાવા લાગ્યા. લગભગ પાંચસો માણસની ટુંકી વસ્તીમાં દરરોજ પાંચ સાત કેસ થવા લાગ્યા. આથી ચોમેર કરૂણાજનક વિલાપો વડે અશાન્તિનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું. લોકો પ્રથમથી જ અજ્ઞાન, વ્હેમી, અને બીકણુ હોવાથી આવી કઢંગી સ્થિતીનું મુળ કારણ પ્રેમચંદ પોતે જ છે કેમકે તેણે દેવી આજ્ઞાનું ઉલ્લંઘન કરી સ્વછંદાચારીપણું વર્તાવ્યું છે એવી મક્કમ માન્યતાને તેઓ વળગી રહ્યા હતા. કૃત્રીમ દેવીભક્ત કાળીયો કોળી આ તકનો લાભ લઈ સાધવી કમળાને ફસાવા માટે તેમજ પ્રેમચંદને યોગ્ય શિક્ષાએ પહોચાડવા માટે પ્રયત્નશિલ થયો. સર્વ લોકો *ચોરા પાસે એકત્ર થઇ આ છત્રલેશુ બલાની શાન્તિ માટે દેવી પ્રાર્થના કરવા સર્વ કોઇ કાળીયા કોળીને ત્યાં દેવીઆવાસે આવી પહોંચ્યા.

જોતજોતામાં દરેક મનુષ્યો સામેના મેદાનમાં શાન્ત ચિત્તે બેસી ગયા; કે જેમાં પ્રેમચંદ, કમળા, અને દયારામ પણ સામેલ હતા. કાળીયો સત્વર પુજાની સામગ્રી સહીત હાજર થયો, સર્વ કોઇ આવી પડેલ ઉપાધીની શાન્તિ માટે દેવીની એકી અવાજે

---

* દરેક નાના ગામડાઓમાં એક ઠાકોર મંદીર હોય છે, જ્યારે પંચાયતનું કામ કરવું હોય ત્યારે સર્વ લોકો ત્યાં ભેગા થાય છે. એવો દરેક ગામડાઓમાં રીવાજ હોય છે.

ર્ઞાર્થનાં કરવા લાગ્યા. આ બધું પટેલનાં અધ્યક્ષપણા નીચે કર
વામાં આવ્યું.

પરોપકારના બાના નીચે કૃત્રીમ દેવીભક્ત કાળીયો કોળી સત્વ
દેવી સનમુખ ઘુંટણીઆ ભર બેસી જેમ પવનનાં સુસવાટા વ
વૃક્ષોની ડાળીયો ડોલાયમાન થાય છે તેમ પોતાનાં શારીરિક અ
યવોને આમતેમ ડોલાવા લાગ્યો; એટલું જ નહિ પરંતુ માથા
કેશ છુટા રાખી, ચક્ષુઓમાં લાલાસ લાવી, કપાળે ભ્રકુટી ચડાવી
કંપારી વશ થઇ, જમણા હાથનો પંઝો જમીન પર જોરથી પછા
વાની સાથે વિચીત્ર પ્રકારના ઘુઘકારી દેવા લાગ્યો. વ્યાખ્યા
સાહીત્ય સંગ્રહમાં લખ્યું છે કેઃ—

## आर्या.

अति मलीने कर्तव्ये, भवती खलानाम तीव निपुणाधिः ।
तिमिरेहि कौशिकानां, रुपं प्रतिपद्यते द्रष्टिः ॥

**ભાવાર્થ**:—જેમ અંધકારમાં ઘુવડ પક્ષીઓની આંખો પ્રકાશ
જોઇ શકે છે; તેમ ખળ પુરૂષોની બુદ્ધિ હલકા કાર્યમાં કુશળ બને છે

કાળીયો કોળી કે જેણે મલીન કાર્યમાં મહાન કુશળતા પ્રા
કરી હતી, તેણે પોતાની બહાદુરી આ વખતે બતાવી આપવા
એવી તો કમર કસી કે મલીન વિદ્યામાં કાબેલ નિવડનાર મનુ
પણ એક વખત ભુલ ખાઇ જાય તો પછી અન્યનું તો શું કહેવું
દેવી સ્તવન, અને ડાકલાઓનાં ઘોર નાદથી તે સ્થળ ગાજી રહ્યું
અગાઉથી નિર્માણ કરી રાખેલ આસપાસનાં ગામોમાંથી વીસ પચી
ભુવાઓ કે જે ખાસ કાળીયા કોળીનાં સમજાવી રાખેલ હતા

આવી પહોંચ્યા. ચોમેર જુવારનાં દાણાઓ ફેંકાવા શરૂ થયા. આવનાર ભુવાઓએ કાળીયા કોળીની સાથે ભળી જઇ મોટું રમખાણ મચાવી મુક્યું. અનેક જાતની યુક્તિ પ્રયુક્તિ વડે લોખંડની સાંકળોનો ખડખડાટ અને કોરડાઓનો ફડફડાટ થવા લાગ્યો. વિધવિધ પ્રકારનાં અગ્નિમય ખપરો ચાલાકી પુર્વક રાળની સહાયતા વડે ભયપ્રદ સ્વરૂપ ધારણ કરવા લાગ્યા; ઢોલ, ત્રાંસા, ઝાંઝ, પખાલ, અને શરણાઇનો શોર બકોર મચી રહ્યો: મદોન્મત ભુવાઓની ભયસૂચક ગર્જનાઓ પ્રકાશવા લાગી; અને દિશાઓએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. આવા ત્રાસદાયક દેખાવના અવલોકનથી લોકોનાં હૃદયમાં અનેક પ્રકારનાં ભયનો સંચાર થવાને લીધે "દેવી બહુ કોપાયમાન થયા છે. હવે આવી બન્યું; આમાંથી બચીયે તો મોટા ભાગ્ય." ઇત્યાદિ શબ્દો ઉત્પન્ન થવા લાગ્યા. તેવામાં સમયનો લાભ લઇ કોઇ ભુવાએ પોતાના ઘટમાં દેવી આવેલ છે એવો ડોળ કરી (કાળીયાએ અગાઉથી પઢાવી રાખેલ) ધુણતા ધુણતા ભયંકર ગર્જના વડે જણાવ્યું કે "પ્રેમચંદે મારી આજ્ઞાનું ઉલંઘન કરી તેમની સ્ત્રી કમળાને પ્રથમ રાત્રી મારા આવાશે નહિ મોકલતા ભકત કાળીયા કોળીનું ભારે અપમાન કર્યું છે. આ ઉપદ્રવ ઉત્પન્ન થવાનું કારણ પણ તેજ છે માટે જો બચવું હોય તો હજી પણ પ્રેમચંદ થએલ અપરાધ માટે મારી ક્ષમા યાચી પ્રાયશ્ચિત તરીકે પાંચ ખાંડી બાજરો કબુલ કરી કમળાને એક માસ લગી મારા આવાસે રાત્રી વાસો રહેવા મોકલી આપી ભક્ત કાળીઆ કોળીને સંતોષ આપે." કહેવત છે, કે 'જોતું હતું ને વૈદે બતાવ્યું.' એ મુજબ

એક તો લોકોને પ્રેમચંદ ઉપર શંકા હતી અને વળી તેમાં ઉમેરો થયો એટલે કે અગ્નિમાં ઘી હોમાવા જેવું થયું. બન્યું એવું કે લોકોની કરડી નજર પ્રેમચંદ તરફ આકર્ષાવા લાગી. જેમ તેતર પર બાજ બરાબર ટપી રહે તેમ સર્વ લોકો દેવીનાં ભોગ માટે પ્રેમચંદ પર ટાંપી રહ્યા.

" જેમ પવિત્રતા નાં પર્વત પર ચડતા અપવિત્રતાની ખીણ પ્રાપ્ત થાય; લુ થી બળતા હૃદયની શાન્તિ માટે ઠંડા જળનું પ્યાલું મોઢે માંડતા વંટોળીઓ વેળુ નાખે; શયનની તૈયારી વખતે પલંગનો પાયો નીકળી પડે; અને સુરમ્ય બગીચાની નવપલ્લવના નિહાળવાની તૈયારી કરતા અચાનક પેટમાં દુખાવો ઉપડે તેમ સત્ય સેવક બનતા પ્રેમચંદને જીવલેણ બલાનો ભેટો થયો. તેના ભયનો પાર રહ્યો નહિ; ગાત્ર કંપવા લાગ્યું; આંખોમાં જળજળીઆં ભરાઇ આવ્યાં; અને હવે શું થશે ? એ વિચારે હૃદય છિન્ન ભિન્ન બન્યું. આ વખતે મિત્ર દયારામ પાસે બેઠો હતો તેણે તેને યોગ્ય આશ્વાસનની સાથ ધૈર્યવૃત્તિ રાખવા સૂચવ્યું. સાધ્વી કમળા કે જે સ્ત્રીઓનાં મંડળ મધ્યે કેટલીએક ચિકીત્સા કરી રહી હતી તે પણ આ ભયાનક દેખાવ જોઇ શકી નહિં. પોતાને લીધે આવી પડેલ પતીનાં જીવલેણ સંકટથી તેની ઉભય ચક્ષુઓ દ્રવીત થવાને લીધે તેના હૃદય પ્રદેશમાં સંપુર્ણ શોકનો અવિર્ભાવ પ્રગટ થઇ રહ્યો. જાત જોતામાં આ જંગલી લોકોએ પ્રેમચંદ તથા કમળાને પકડી તેનો ભોગ આપવા માટે દેવી સમક્ષ હાજર કર્યાં. દયારામનું પ્રેમી હૃદય આ બનાવ જોઇ શકયું નહિ. તેથી તે પોતાનાં અન્ય સ્નેહીઓ સહિત નિર્દોષ દંપત્તિને મૃત્યુના મુખમાંથી છોડાવવા માટે સિંહ

ગર્જના કરતો આગળ વધ્યો. પરંતુ વિરોધીયોનું પરિબળ વિશેષ હોવાથી તેની સામે ટકર ઝીલી શકાય તેમ હતું નહિ. તો પણ કેસરીયા કરવાનો દયારામ નો નિશ્ચય જોઇ સમય સૂચક કાળીઆ એ દેવી સ્વરૂપનો ઢોંગ કરી જણાવ્યું કે "—હું તેઓ નો ભોગ કદી પણ પસંદ કરતી નથી." ( આવી જાળ ન રચે તો કમળા પ્રત્યેની વિષય વાસના ત્રપ્ત થાય નહિ. ) આથી સર્વ લોકો અનેક જાતનાં પ્રહારો વડે તેઓ ને મરણતોલ દશાનું ભાન કરાવી હૃદયની દાઝ કાઢવા લાગ્યા. દયારામ અને તેના સાગ્રતીઓ ઢાલ રૂપે આ દુઃખી દંપત્તિનું રક્ષણ કરતા હતા પરંતુ સેંકડોની સખ્યામાં માત્ર આગળીનાં ટેરવે ગણી શકાય એટલી વ્યક્તિ કેટલું કામ કરી શકે ? દંપત્તિ એ લોકોને તેમ નહિ કરવા માટે ઘણાં કાલાવાલા કર્યા. છેવટે સર્વને શાંત પાડી પટેલે આ કમભાગ્ય પ્રેમચંદને ઉદ્દેસી કહ્યું કે–" પ્રેમચંદ ! અરે ઓ નિષ્ઠુર પ્રેમચંદ ! ! તારા સ્વચ્છંદાચારી પણાને લીધે સમસ્ત પ્રજા પુર્ણ મુસિબત માં આવી પડવાથી અંતે તારી શું સ્થિતિ થઇ ; નાદાન ! અરે ઓ નમેરી નાદાન ! ! જો પ્રથમથીજ તેં દેવી આજ્ઞાનું પાલન કર્યું હોત તો શું આ ખેદકારક બનાવ બનવા પામત ખરો ? દુષ્ટ ! દયાહિણ દુષ્ટ ! ! હજી પણ જીવવાની આશા હોયતો થયેલ અપરાધ માટે ક્ષમા યાચી દેવી સુચક યોગ્ય દંડ ભરી આપવા તૈયાર થા. પાપી યાદ રાખજે કે જો તેમાં જરા પણ કસુર કરવામાં આવી તો બીજે દિવસે તમો બન્ને માંણસો ને ઉંધે ગધેડે બેસાડી, ડોકમાં કરણની માળારોપી, મુખપર સિંદુર લગાવી, ઉપર પથરાનો વરસાદ વરસાવવામાં આવશે. એટલુંજ નહિ પરંતુ પુરતી રીતે ફજેતી કરી તારી દરેક સંપત્તિ લુંટી લઈ તને ગામ બહાર કાઢી મુકવામાં આવશે."

બસ થયું. દ્રોપસીનં ખલાસ થયો. સર્વ કોઇ દેવીને નૈવેદ્યાદિક ધરી મન માનતી વાતોના ગપાટા મારતા વિખરાવા લાગ્યા, સ્વાર્થાંધ ભુવાઓ સ્વકાર્ય સાધી પંથે પડયા; અને પટેલ પોતાનાં સાગ્રીતો સહીત દેવીને વંદન કરી ઘર તરફ વળ્યો, જેમ જ્વાળામુખી પર્વતમાંથી અગ્નિ, ભુગર્ભમાંથી પાણી, પુષ્પમાંથી સુવાસના અને ઝાકળમાંથી બારીકમાં બારીક જળ બિંદુઓ સ્વભાવિક ઝર્યા કરે છે તેમ કાળીઓ કોળી પોતાની ચાલાકીમાં વિજય પામેલો હોવાથી હૃદયમાં અનેક પ્રકારનાં શેખસલીનાં મલીન વિચારો સ્વભાવિક રીતે ઝરવા લાગ્યા. ઉન્મદતા ને પ્રાપ્ત થઇ અસ્તાચળ પર્વતનાં ઉંચ શિખર પર જઇ પહોંચેલા* પ્રભાકર ને ગાળો ભાંડતો રાત્રી દેવીને સત્કાર આપવાની રાહ જોવા લાગ્યો. જેમ થએલું અપમાન, વ્હાલાઓનો વિયોગ, અને હૃદય પ્રેમીનો પ્રેમ વિસારે પડતો નથી તેમ કાળીઆ કોળીની ઇજ્જત, લોકોનો જુલમ, અને પટેલનો ક્રોધયુક્ત તીરસ્કાર આ કમભાગ્ય દંપત્તિથી વિસારે પડી શકતો નથી. આ વખતે દેવી આજ્ઞાનો અસ્વિકાર કરવામાં આવશે તો ગઇ કાલે આપણુ બંનેની બુરી દશા થશે એ વિચારે દંપત્તિનું હૃદય સ્થાન ઘેરી લીધું. અનેક પ્રકારની અનિવાર્ય ચિંતાઓ એક પછી એક પ્રવેશ કરવા લાગી; અને હવે શું કરવું ? કયાં જવું ? કોની મદદ લેવી ? એવા સ્વાભાવિક પ્રશ્નો ઉદ્દભવવા લાગ્યા." જેમ પવનનાં અતિ સુસવાટા વચ્ચે ઉંડી ખાઇનાં કીનારાની અણી ઉપર ઉભા રહેલા મનુષ્યનું જીવન અતિ કરૂણા જનક હોય છે તેમ સાધ્વી કમળાનું જીવન અત્યારે સતિત્વ વૃક્ષની છેલામાં

---

* સૂર્ય.

હોવી ટોચે-ભિન્ન ભિન્ન પ્રકારની વિપત્તિઓનાં સમીર પ્રહારથી કંપાયમાન થવા છતાં પણ વળગી રહેલું હોવાથી ખરેખર દયાજનક થઇ પડયું છે.” સત્યની ઓઝસ મય અવિચળ ધારાને અવલંબી રહ્યા છતાં પણ દુઃખનો ડુંગર તુટી પડવાથી કમળાનું આનંદી હૃદય અનેક પ્રકારનાં રૂદન વડે આક્રંદ કરવા લાગ્યું. પ્રભુ ! અરે ઓ પતિત પાવન પ્રભુ ! ! આ શો જુલમ ? તારો અપુર્વ દયાનો સુંદર ઝરો ક્યાં સંતાઇ ગયો ? નાથ ! અરે ઓ કૃપાનાથ ! ! વાડ જ્યારે વેલાને ગળશે ત્યારે ઇચ્છિત વસ્તુ ક્યાંથી મળશે ? સિંહણ જ્યારે પોતેજ પોતાનાં પુત્રને ખાશે તો પછી વનની રક્ષા કોણ કરશે ? સત્તા ધારીઓ પોતેજ જ્યારે લાંચીયા અને ખુશામત ખોર બનશે ત્યારે સત્ય ન્યાય ક્યાંથી મળશે? અને સાધુ પુરૂષો વિકારમય દૃષ્ટિનાં ગુલામ બનશે ત્યારે સૃષ્ટિ કોના આધારે ટકી શકશે ? પરમાત્મા ! અરે ઓ પ્રદુઃખભંજન પરમાત્મા ! ! તારી ભક્ત વાત્સલ્યતાનો પ્રભાવ ક્યાં છુપાઇ ગયો ? કૃપાસિંધુ ! અરે ઓ કરૂણાનિધાન કૃપાસિંધુ ! ! આ દિન કિંકરી હવે તારે ખોળે છે. ચાહે તો માર અને ચાહે તો ઉગાર આમ અનેક પ્રકારે વિલાપ કરવા લાગી. પ્રેમચંદ અને દયારામ તેને ઘણી રીતે આશ્વાસન દેવા લાગ્યા. આ વખતે ચંદ્રલેખા પુસ્તકારનાં કીમતી શબ્દો તેને યાદ આવ્યા કે—” જેટલો તફાવત ચકલી અને ગરૂડમાં, સાગરને સરોવરમાં, અને ટેકરાને હિમાલય માં છે એટલો તફાવત સત્યને અસત્યમાં છે. સોનું સત્ય છે તો તેને અગ્નિમાં પડી ઘણાં હથોડા ખાવા પડે છે; હીરો સત્ય છે તો તેને ઘંટપડીપર ચઢવું પડે છે; અને આપથી

સત્ય છે તો તેને લઢાવું પડે છે તેમ જો સત્ય સત્યનાં સ્વરૂપમાં હોય તો તેને વિપત્તિનાં હથોડા વચ્ચેથી પસાર થવુંજ પડે એમાં કાંઇ નવાઇ નથી." આથી તેનું ક્ષોભ નીય હૃદય જરા શાન્ત પડયું; તેથી દયારામ મીત્રની રજા લઇ પોતાને ઘેર ગયો.

દયારામનાં ગયા પછી પ્રેમચંદે કમળાને સ્નેહ પુર્વક જણાવ્યું કે-" હે પ્રિયે ! સંતાપ અને સંકટથી ઉત્પન્ન થતી ગમગીનીને તરછોડી હવે આપણે આપણું વિચાર અને કાર્યને ત્વરાથી નિશ્ચયાત્મિક રીતે બીજી દિશામાં વાળવાના ખાસ જરૂર છે. કારણ કે કાળીયા કોળીની જોહુકમી અને પટેલની આપ ખુદી સત્તાનું હવે આપણને સારી રીતે દિગ્દર્શન થયું છે. દેવીના બાના હેઠળ આપણને જે ફરમાન કરવામાં આવ્યું છે તે ખરેખર સોચનીય છે. મારી દ્રઢ માન્યતા છે કે 'જીવનમાં સત્ય હશે તો અવશ્ય કોઇ દિવસ તેનો બદલો મળશેજ.' અંધકાર મય ભુગર્ભમાં જો રત્ન હોય તો કોઇ દિવસ પણ મહાજનનાં ભોગમાં આવ્યા વગર રહી શકતું નથી. જેમ વનમાં રહેલી પુષ્પ લત્તા પંથે ચાલતા મહાપુરૂષની દ્રષ્ટિ સન્મુખ હાજર થવાથી રમ્ય ઉદ્યાન મધ્યે સ્થાન મેળવી શકે છે તેમ ગુણી વ્યક્તિનાં ગુણની સુવાસનાં સાધુ પુરૂષની દ્રષ્ટિએ પડતા પરમાત્મ શક્તિમાં રમણ કરી શકે છે. જીવન આજે છે ને કાલે નથી; વૈભવો ક્ષણભંગુર છે; અને શારિરીક સ્થિતી જળ તરંગોની માફક ચલીત છે. માટે જીવનની સાફલ્યતા સ્વિકારવા કાંઇ પણ જીજ્ઞાસા ઉત્પન્ન થતી હોય તો તેને માટે સીધો અને સરલ માર્ગ એજ છે કે જીંદગીનાં જોખમે પણ આપણે સત્ય ને સચોટ પણે

વળગી રહેવું. કહો તમારી શું ઇચ્છા છે ? "

સાધ્વી કમળા પતિનાં નિશ્ચયાત્મિક વિચારો ને અવલંબી કહેવા લાગી કે–" હે સ્વામી ! આપનું કથન સત્ય છે. પરંતુ જેમ જેમ પવિત્ર જીવન કર્તવ્ય ક્ષેત્રમાં આગળ વધતું જાય છે તેમ તેમ અનેક પ્રકારની આફતો વડે કુદરત આપણાં વિરૂદ્ધ બને છે તેનું શું કારણ ? કુદરતનું સામ્રાજ્ય ભેદવૃત્તિ વાળું હશે ? ગમે તેમ હોય પણ એટલું તો ચોકસ છે કે **મહાન જબરજસ્ત કાળા વાદળોનાં જુથમાંથી પણ ક્વચિત્ ક્વચિત્ સુર્યનો મહાન પ્રકાશ દૃષ્ટિગોચર થયા વિનાં રહી શકતો નથી.** જ્યારે દેવીનાં ભોગ માટે આપણને દેવી સનમુખ હાજર કરવામાં આવ્યા ત્યારે **સત્યની પ્રખર શક્તિ એ** દયારામ વિગેરે ને પ્રોત્સાહી બનાવી ધર્માધ્યક્ષોના હૃદય પ્રદેશમાં પ્રવેશ ન કર્યો હત તો આપણું જીવન ક્યારનું એ હતું ન હતું થઇ ગયું હત. સ્ત્રીઓનું ખરૂં જીવન સતિત્વની સુંદર ભાવનામાં જ સમાએલું છે. લીલા લીલા નવપલ્લવોથી લ્હેરાતી નારીમય વાટીકામાં સતીત્વ પુષ્પોની સુ રમ્યતાને લીધે પુરૂષ વસંતનાં મૃદુ–મંદ સુગંધી વાયુને પામી સ્વર્ગનાં અમૃતનો સ્વાદ મેળવી શકે છે. સ્ત્રીનું ખરૂં સૌંદર્ય સતીત્વને લીધેજ ઓપી નીકળે છે. સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પરમાત્માની પવિત્ર સાક્ષીએ મેં આપને આ દેહરૂપી વાડીનાં રક્ષક તરીકે સ્વિકારેલ છે તો પછી અન્યને તે વાડીનાં સુ રમ્ય પુષ્પો ચુંટવાનો અવકાશ હોયજ ક્યાંથી. સતિ સ્ત્રીનું એ કર્ત્તવ્ય નથી. જીંદગીનાં છેડાં સુધી પણ સતિત્વ રત્નની રક્ષા કરવી એ મારી પવિત્ર ફરજ છે. સિંહની મુછ, ભુજંગનો મણી, સતીનું સતિત્વ, કૃપણનું ધન, અને મૃગની નાભીમાંની કસ્તુરી જીવ છતાં અન્યને

હાથ જતી નથી એ આપ ચોકસ માનજો. જેમ આંધળો માણસ દર્પણમાં પોતાનું મુખ જોવાની ઇચ્છા રાખે, અપંગ માણસ સરીતાનું અગાધ જળ તરવાની ઇચ્છા બતાવે, અને બેરો માણસ સંગીતનાં સુંદર સ્વરની આકાંક્ષા ધરાવે તેમ સ્વાર્થાંધ કાળીયો કોળી સતિનું સતિત્વ લુંટવા અવિશ્રાંત પરિશ્રમ ઉઠાવે છે; પરંતુ તેને ખબર નથી કે ભાવતું ભોજન ગર્ધવને માટે નથી પણ મનુષ્ય ને માટે છે; મનોહર છત્રી પલંગની સુંદર સેજ નપુશકને માટે નથી પણ પુરૂષને માટે છે; અને વિધવિધ ભાષાઓનું ઉંચ જ્ઞાન મુર્ખને માટે નથી પણ વિદ્વાનને માટે છે. મહાનુભવોનું કથન છે કે-કુવાડામાં જ્યારે હાથાનું સમેલન થાય છે ત્યારેજ વનવૃક્ષોને ભેદી કુવાડો આગળ વધે છે. તેમ કાળીયા કોળીની મહા ભયંકર જુલમી પ્રચંદ શક્તિમાં પટેલની આપખુદી સત્તાનું સમેલન થયું છે તો પછી હવે આપણું જીવનવૃક્ષ કેટલો સમય ટકી શકશે? રાત્રીનો દ્વિતીય પહોર તો વીતિ ગયો. પ્રાતઃકાળે આપણી શી દશા થવાની છે તે આપણાં ખ્યાલ બહાર નથી. તો પછી એવી કમકમાટી રીતે હતાસ પામી સંપત્તિ વિહીન દશામાં બળાત્કારે ગામ છોડવાનો વખત આવે તે પહેલાં આ ક્ષણભંગુર જીવન યમદેવને સ્વાધીન કરવામાં આવે તો શું ખોટું છે ? પ્રાચિન સમયમાં અનેક આદર્શ સતીયોને સતિત્વની રક્ષા ખાતર પ્રાણની આહુતી આપવી પડી છે. મારે પણ તેઓનાં માર્ગે ચાલી તેઓની હારમાળામાં ગુંથાવું જ જોઇએ. મારી ગેરહાજરીમાં આપને ઘણું જ સ્હેવું પડશે તે હું સારી રીતે જાણું છું પરંતુ તેમાં હું નિરૂપાય છું. આપ ખુશીથી મને તેમ કરવા માટે આજ્ઞા આપશો કે જેથી હું તે કાર્ય નિર્વિઘ્ને સંપુર્ણ કરી શકું. જેમ દુધને લીધે પાણીને બળવું પડે છે, અને સુકાની સાથે લીલાને

અસ્મિભુત થવું પડે છે તેમ આપને મારા માટે ઘણું સહન કરવું પડયું છે જેને માટે હું આપની પુનઃ પુનઃ ક્ષમા ચાહું છું. ”

પ્રેમચંદે ગૃહદેવીનાં હૃદય સ્પર્શિ વિચારો જોઇ તેમનાં પ્રત્યે પોતાના ઉદ્‌ગારો જાહેર કરતા જણાવ્યું કે—“સતી ! જેમ ઘરનો ઉંદર, ફાવી ગએલો ચોર, અને ચાખી ગએલ ઢોર ફરીફરીને આવે છે તેમ સત્યને સ્વિકારતા અનેક પ્રકારની વિપત્તિઓ પુનઃ પુનઃ ડોકીયા કરે છે. સત્ય રૂપી નૌકાને આ સંસાર સાગરમાં ચિંતા અને કંટાળા રૂપી ઉભય ખડકો વચ્ચે થઇને પસાર થવાનું છે માટે જો પ્રયાણમાં સાવધગીરી રાખવામાં ન આવે તો તે સત્ય નૌકા ઉભયમાંથી એક ખડક સાથે અથડાઇ અવશ્ય ભાંગી જાય છે. “ *સત્ય તે છે કે જે સત્યની પેલી પાર જઇ પહોંચી આગળ વધે છે.” સત્યની કલ્પીત ખીંતી સાથે પોતાની બુદ્ધિને શ્રદ્ધાની લાંબી દોરીથી બાંધવી જોઇએ અને જ્યારે વધતા વધતા ખીંતી સુધી જઇ પહોંચાય ત્યારે શ્રદ્ધાની દોરીથી તે ખીંતીને છુટી કરી બીજી દુરની ખીંતી પર ફેંકવી જોઇએ.” વિપત્તિની અનુભવ શાળામાં કુદરત તરફથી જે શિક્ષણ આપવામાં આવે છે તે સ્તુત્ય છે. સત્યને લીધે આવી પડેલ વિપત્તિને સહન કરવા જેટલી આત્મશક્તિનો વિકાશ તમોએ નહિં કરેલો હોવાથી પ્રાણની આહુતિ આપવા તત્પર થયા છો એ તમારી સતીત્વ પ્રત્યેની અપ્રિતમ લાગણી માટે જેટલો ધન્યવાદ આપવામાં આવે એટલો ઓછો છે. સત્વિ પ્રત્યેની તમારી વફાદારી જોઇ મને તમારા માટે

* જૈનહિતેચ્છુ પુસ્તક ૧૮, સને ૧૯૧૬, માર્ચ તથા જુનનો એક નગ્ન સત્યનાં લેખમાંથી.

જે માન પેદા થાય છે તે અકથ્ય છે. અનુભવીઓ કહે છે કે– વ્યાધિ સમાન વેદના નથી, ચિતભ્રમ સિવાય ગાંડપણ નથી, અભય-દાન સિવાય પુણ્ય નથી, અને આત્મહત્યા સિવાય પાપ નથી તો પછી વિપત્તિનાં વાદળથી મુંઝાઇ આત્મહત્યા જેવું મહાન પાપ વ્હોરી લેવું એ શું યોગ્ય છે? છતાં પણ તમારી એજ ઇચ્છા હોય તો પછી મારે પણ આ ક્ષણભંગુર જીવનની શું જરૂર છે? તમારા દૈવી સદ્‌ગુણોને ચાહતો હું હવે કદાપી બંધ રહી શકું નહિ. અદ્યાપી પર્યંત તેજ સદ્‌ગુણો ને ખાતર મારા હૃદયમાં તમોને સ્થાન મળ્યું છે તો પછી હવે તમારી જીંદગીનાં અંતીમ છેડાને પ્રેમ અને આશ્વાસન વડે કોઇ દિવ્ય પ્રદેશનું ભાન કરાવું એ મારી મુખ્ય ફરજ છે. તમે જેમ મારી યુવાની અને વૈભવ ને ચાહતા નથી તેમ હું પણ તમારી સુંદરતા અને હાવભાવ ને ચાહતો નથી. એટલે કે આપણે અન્યોઅન્ય એક બીજાનાં ગુણ અને સ્વભાવ ને ચાહતા શીખ્યા છીએ અને તેથી આ તમારૂં પ્રાણસંકટ મારા પ્રેમમા વિઘ્નરૂપ ન થતા ઉલટું મને વધારે મજબુતીથી જોડનાર થઇ પડવું જોઇએ. આ અકસ્માતથી તમોને તમારી જીંદગી અકારી લાગતી હશે પણ હું મારા પ્રેમપાત્ર ને એટલું દુ:ખ ભોગવતા જોઇ શકું નહિં. મારે તમારા દુ:ખમાં ખાસ કરીને ભાગ પડાવવો જોઇએ. એક સદ્‌ગુણી સ્ત્રીના દુ:ખમાં ભાગ પડાવવાનું એક લાયક પતિથી જેટલી હદે બની શકે એટલું બીજા કોઇથી ભાગ્યેજ બની શકે છે." +સ્ત્રી ને પોતાની સગવડો

× જૈનહિતેચ્છુ પુસ્તક ૧૬ તા. ૧૮ ઓગષ્ટ ૧૯૧૪ અંક ૬–૭–૮ માથી.

સાચવનારી દાસી તથા વાસના તૃપ્તિ માટે ખરીદાએલો જડ પદાર્થ સમજનાર પતિ તેમજ પુરૂષને પોતાનું ઉદર ભરનાર કોઠાર તરીકે તથા પુત્રાદિકની પ્રાપ્તિ કરાવના યંત્ર તરીકે સમજનાર પતિ કોઈ દિવસ પ્રેમની ઝાંખી પામી શકે નહિ." દુષ્ટોનાં પાસમાંથી કોઇ પણ યુક્તિ વડે હવે આપણો બચાવ થાય એતો આકાશ કુસુમવત્ છે. તો પછી જેમ દીપકથી પ્રકાશ અને પ્રકાશથી દીપક, ગોળથી મીઠાશ અને મીઠાશથી ગોળ, અને નીમકથી ખારાસ તથા ખારાસથી નીમક જુદા પડતા નથી તેમ હું પણ તમારાથી કોઇ પણ રીતે જુદો પડવા માગતો નથી કારણ કે 'આ જગતમાં સતિત્વનાં આવેશવાળી વીરત્વ શક્તિવંત સદ્ગુણી સ્ત્રી એ આરામનું સ્થાન અને પ્રેમનું મંદીર છે."

દેવી કમળાએ પ્રતિ પ્રેમની ઝાંખી નીચે અત્યાનંદમાં મગ્ન બની જણાવ્યું કે:—" પતિ ! આપની મારાપર જે મહાન કૃપા છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. આત્મહત્યા જેવું મહાન પાપ અન્ય કોઇ હોઇ શકે નહિં તે હું સારી રીતે જાણું છું. પણ દુઃખની અનુભવ શાળામાં સહન શક્તિનો વિકાશ જોઇએ તે પ્રમાણમાં નહીં થઇ શકવાને લીધે સતિત્વની રક્ષા ખાતર નીરૂપાયે તેમ કરવા જરૂર પડે છે. હા ! દુનીયા મારામાટે પાછળથી મન ગમતી વાતો કરશે તે ચોક્કસ છે. પરંતુ એવા લોકાપવાદનાં ભયથી ડરી જઇ સત્યનું ખુન કરવા તૈયાર થવું એ કદી પણ યોગ્ય ગણી શકાય નહિં એવી પોલી દુનીયાની અને તેની પોલી કિર્તીની હવે મારે જરૂર પણ નથી. કોઇ એક હૃદયનો અનુભવી વિદ્વાન ખરૂં કહે છે કે:—

*　　*　　*　　*

પોલું છે જગને નકી જગતની, પોલીજ કિર્તી દીસે;
એ પોલાણુ તજી જનાર કદીએ. ના કિર્તી પામી શકે.

જગતે સત્યાસત્ય–હિતાહિતનાં ભાન રહીત જે કાંઇ બંધારણ બાંધ્યું તે બંધારણને મુંગે મોઢે સહન કરવું એમાંજ જગતની પોલી ખોટી કીર્તિ સમાએલી છે; પણ તે બંધારણમાંથી સત્યાસત્યનું પ્રથકરણ કરી સત્ય અને હિતપંથે દોરાવું એમા જગતનો તિરસ્કાર સહન કરવો પડે છે. એટલે કે જગતની પોલીકિર્તી પ્રાપ્ત થઇ શકતી નથી માટેજ મારો દ્રઢ નિશ્ચય છે કે—

* મગો ફાટો ફીટો, પડીનવ મને કાંઇ પરવા;
મને કાર્યે સિદ્ધિ, બસ બસ દીસે એજ ભ્રમણાં.
પ્રપંચી પાપીયો, કુદરત મીઠી ઝહેર કરતાં;
અવરનાં લોહીથી, કેમ ઉર હશે ત્રપ્ત બનતાં.

ક્રૂર અને ધાતકી વૃત્તિ વાળા પ્રપંચી પ્રાણીયો કુદરતનાં ખરાં સૌદર્યને વેડફી નાખી અવરનાં લોહીથી પોતાનાં હૃદયને શાન્તિ આપે છે. આવા નામધારી મનુષ્યોથી વિંટાએલું જગત આજેજ સત્વ રહિત સ્થિતીમાં શબ્દહન ભુમીનાં અલંકાર રૂપ બને તોપણ તેની મને શું પરવા છે. હું તો બસ મારા કાર્યની સિદ્ધી પાછળ સુદ્રઢ મનોબળ સહીત તૈયાર છું; બસ એજ મારો છેલામાં છેલો વિચાર અને ભાવના છે.

આપની પણ તેમજ ઇચ્છા છે તો પછી નકામો વખત શા માટે જવા દેવો જોઇએ ? સ્વામી ! સત્વર તૈયાર થાઓ. આપણાં

---

* પરકીય.

*અંગરક્ષક હથીયારો આપણે અરસ પરસ એક બીજાની ગરદન પર ચલાવી જીવ કયાનો સબંધ જુદો કરીયે."

કમળાની વિરત્વ શક્તિનું અદ્દભુત સ્વરૂપ નીહાળી પ્રેમચંદનું હૃદય પણ વિરત્વાવેશમાં નૃત્ય કરવા લાગ્યું. આ આવેશ પતંગનાં રંગ જેવો નહોતો પણ મજીઠનાં રંગને ભુલાવે તેવો પ્રબળ હોવાથી કમળાને ઉદ્દેશી પ્રેમચંદ કહેવા લાગ્યો કે:—" દેવી ! તમારો અંતીમ નિર્ણય સ્તુત્ય છે. તમારા વિચારો સાથે સમત્ત થઇ હું પણ તેમ કરવા તૈયાર છું. પરંતુ આપણી પાછળ સંતતી ન હોવાથી આપણી દરેક સંપત્તિનો લાભ તે દુષ્ટો લેશે એ ખરેખર મારા હૃદમાં બહુ સાલે છે. જો તમારૂં હૃદય કબુલ કરતું હોય તો મીત્ર †દયારામને અત્યારે જ બોલાવી આપણી દરેક સંપતિ તેને શ્રી કૃષ્ણાર્પણ કરી આપીયે. મને ખાત્રી છે કે આપણને દયારામ તેમ કરતા જરૂર અટકાવશે, કેમકે તે સ્વાર્થાંધ તાલી મીત્ર નથી પણ હૃદયને ઓળખનાર હૃદયપ્રેમી છે. જેની ખાત્રી આપણે એકથી વધુ વખત કરી ચુક્યા છીએ. તોપણ નચિંત રહેશો! કેમકે આપણાં ચાલુ કાર્યમાં કોઇ પણ જાતનું વિઘ્ન તે ન નાખી શકે તેને માટે હું પ્રથમથીજ તેને વચનથી બાંધી લઇશ."

કમળાની સહાનુભુતિ મળતાં પેમચંદ પોતાનાં હૃદય પ્રેમી મીત્રને બોલાવા માટે ચુપકીથી ઘરની બહાર નીકળ્યો. આ નિર્દોષ દંપત્તિ પર દુષ્ટાત્માઓએ જે સીતમ જુલમ ગુજાર્યો હતો તે દયા-રામનાં ખ્યાલ બહાર ન હોવાથી તેને યોગ્ય આશ્વાસન આપી હવે

---

* તે સમયમાં બારીક સમયે ઉપયોગી થઇ શકે તેને માટે અંગ રક્ષક હથીયારો રાખવામાં આવતા. § દયારામ જ્ઞાતે બ્રાહ્મણ હતો.

તેઓ શું નિર્ણય પર આવે છે તે જોવા-જાણવા સારૂ રાત્રીએ પોતાનાં ઘરની એક બારી કે જેમાંથી દષ્ટિ કરતા પ્રેમચંદનાં ઘરમાં શું બને છે તે જાણી શકાય તેમ હતું, તેની પાછળ છુપાઇને ઉભો રહ્યો હતો. દંપત્તિનો ઉપરોક્ત મુજબ અરસ પરસનો સંવાદ તેણે અક્ષરે અક્ષર સાંભળ્યો હતો આથી તેનાં પ્રેમી હૃદયમાં એક જબરો આઘાત થયો. પ્રેમચંદ પોતાને બોલાવવા આવે છે એ જાણી તુરત ત્યાંથી દુર ખસી પોતાની પથારીમાં આળોટવા લાગ્યો. પ્રેમચંદે આવી બહુજ સંભાળ પુર્વક અતી ઝીણા સ્વરે દયારામને બોલાવ્યો. કૂની સામે પ્રતિધ્વની થયો અને દ્વાર ઉઘડયા. દયારામે અકસ્માત આવી મોડી રાત્રીએ આવવાનું કારણ પુછયું. પ્રેમચંદે ઉતાવળું પગલું નહિં ભરતા પોતાની સાથે આવવા જણાવ્યું. અને મીત્રો ચુપકીથી જ્યાં આગળ વિદુશી કમળા ભારે ગમગીનિમાં સમય વ્યતિત કરતી હતી ત્યાં આગળ આવી પહોંચ્યા. પ્રેમચંદે દયારામને યોગ્ય આસન આપ્યું. એક તરફ સદ્‌ગુણી ભાર્યા સહીત પોતાનો અંતીમ સમય અને બીજી તરફ હૃદયપ્રેમી મીત્રનો હમેશને માટે વિયોગ આવી ચારે પ્રેમચંદનું કોમળ હૃદય એવું તો ઉભરાઈ આવ્યું કે તે એક પણ શબ્દ ઉચ્ચારી શકયો નહિં. દયારામ તુરતજ પ્રેમચંદનું હૃદય કળી ગયો તેથી તેણે જણાવ્યું કે-" મીત્ર ! શા માટે અચકાય છે ? વિદ્વાનોનું કથન છે કે—

પ્રિત તહાં પડદો નહિં, પડદો તહાં નવ પ્રીત;
પ્રિત તહાં પડદો રહ્યો, તો સોહી પ્રીત વીપરીત.

જ્યાં વિશુદ્ધ પ્રેમનો દૈવી અંશ છે ત્યાં ભિન્નતા દર્શાવવાની જરૂર નથી; માટે ખુલ્લા શબ્દોથી જે કહેવાનું હોય તે ખુશીથી કહો.

પ્રેમચંદે ધૈર્યતાથી જણાવ્યું—" મીત્ર ! દુષ્ટાત્માઓનાં ત્રાસ

ને લઇ અમો દંપત્તિ છેવટે નિશ્ચય પર આવ્યા છીએ; તે નિશ્ચય તમોને જણાવતા પહેલાં તમોને પ્રિયમાં પ્રિય વસ્તુનાં સોગન આપ કહેવાની જરૂર પડે છે કે કોઇ પણ રીતે અમારા નિશ્ચયમાં તમારે વિઘ્ન નાખી ઉપદેશ કથન શરૂ કરવું નહિ. સત્યનાં પ્રતિપાલન માટે એક પણ માર્ગ હસ્તગત નહિ થવાથી છેવટે અમો દંપત્તિ અત્યારે જ સ્વહસ્તે ગમ દેવને સ્વાધીન થવા તત્પર થયા છીએ, માટે આ અમારી તમામ મીલકત તમોને શ્રી કૃષ્ણાર્પણ કરવામાં આવે છે તે તમો કૃપા કરી સ્વિકાર શો. મીત્ર સ્નેહને લીધે તમોને આ સમય કઠીન લાગતો હશે પરંતુ તેમાં સોચ કરવાનું કંઇ કારણ નથી. સત્યની સોડમાં સદાને માટે શયન કરવાથી આત્મ શાન્તિ મળી શકે છે. બંધુ ! લલાટમાં લખ્યું હશે તો અન્ય ભવાન્તરોને વિષે આપણો મેળાપ થશે.” એટલું કહેતાની સાથ તેની ઉભય ચક્ષુઓમાંથી શ્વેત મોતીનાં દાણા જેવો અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો.

દરેક પ્રકારનો સીન દયારામનાં કોમળ હૃદયમાં સીનેમાની ફીલ્મની માફક ગોઠવાએલો હોવા છતાં પણ આ વખતે તેનું પ્રેમાળ હૃદય હાથ રહ્યું નહીં તેની દ્રવીત ચક્ષુઓ જાણે પ્રેમચંદનાં અશ્રુ પ્રવાહની સાથે ઐકયતાનું સ્વરૂપ ધારણ કરતી હોયની! થોડી વારે સ્વસ્થ થઇ તેણે વિચાર્યું કે આ વખતે કોઇપણ જાતનો ઉપદેશ તેઓને લાગુ પડે તેમ નથી પણ યુકિતથી આ કાર્યમાં વિજય મેળવી શકાશે. તેથી પ્રેમચંદને કહ્યું કે—“ બંધુ! હું પણ તમારા વિચારોને મળતો છું. સત્યનાં માટે પ્રાણની આહુતી આપવી એના જેવું સ્તુત્ય કાર્ય બીજું કયું હોઇ શકે? અંતીમ સમયે તમો મને તમારી દરેક સંપત્તિ શ્રી કૃષ્ણાર્પણ કરવા માગો છે એ પણ મહાન પુણ્યની વાત છે. ખરીવાતથી મારે તમોને જાણીતા કરવા એ મારી

મુખ્ય ફરજ છે તેથી જણાવું છું કે તમારી દરેક સંપત્ત જ્યાં સુધી શાસ્ત્રોકત રીતે વીધીપુર્વક અંગીકાર કરવામાં ન આવે ત્યાં સુધી તે તમોને ફળદાય નીવડે નહિ; માટે સત્વર જોઇતી સામગ્રી સહીત હું હમણાંજ હાજર થાઉં છું. કદાચ જોઇતી સામગ્રીમાં એકાદ વસ્તુ માટે સેજ વાર લાગે એ બનવા જોગ છે કેમકે આ કાર્ય ઘણીજ સંભાળથી ગુપ્ત રીતે કરવાનું છે. માટે હું આવું ત્યાં સુધીમાં આપે કોઇ જાતનું સાહસ ખેડવું નહિં." દંપત્તિએ ખુશીથી અડધા કલાકની રાહ જોવા જણાવ્યું. દયારામ સત્વર ત્યાંથી પોતાનાં ઘરમાં આવ્યો. હવે શું કરવું? કયાં જવું? શું ઉપાય લેવો? એ વિચારે તેનું હૃદય સ્થાન ઘેરી લીધું.નજીકમાં એકાદ માઇલ દુર શાન્તિપુર શહેરના પાડોશમાં નામદાર સુબા સાહેબની સ્વારી આજે બે દિવસ થયા આવી પહોંચી છે. ત્યાં આગળ જઇ પહોંચવાની ખાસ જરૂર તેને જણાઇ. તેથી ભયંકર અટવી પસાર કરી શ્વાસ ભર દોડતો તે ત્યાં જઇ પહોચ્યો. ખરેખર મીત્રની મીત્રતાની પણ બલીહારી છે. માટેજ અનુભવીઓ કહે છે કે—

મીત્ર મીત્રાઇ કીજીએ, જેસો ટંકણ ખાર;
આભ જલે પણ રીઝવે, સાંધે હાડોહાડ.

એક સાધારણ અમલદારની મુલાકાત લેવા જતા કેટલીએક મુસીબત સહન કરવી પડે છે, તો પછી આતો નામદાર સુબા સાહેબની અને તે વળી મધ્ય રાત્રીએ ભર ઉંઘમાં હોવા છતાં પણ મુલાકાત લેવી એ કાંઇ નાની સુની વાત ન કહેવાય. જેનામાં અપ્રતિમ ધૈર્યવૃત્તિ, નિશ્ચયાત્મિક ભાવના, અને અદ્વિત્ય શૌર્ય બળ હોય તેજ આવા મહાન કાર્યને પહોંચી વળે છે. દયારામ જરા આગળ વધ્યો કે તરત પહેરેગીરે તેને રોકયો. આવવાનું કારણ દર્શાવ્યા

છતાં પણ ત્યાંજ નિરૂપાયે થોભાવું પડયું. આપસ આપસમાં ધા
રકઝક ચાલવાથી બીજા પહેરેગીરો ત્યાં આવી પહોંચ્યા. બધા
મળી દયારામની રીતસર જપ્તી લીધી તો પણ આગળ વધી શકા
નહીં. આ ઘોંઘાટનો ધ્વનિ પાસેના એક તંબુમાં કે જે તંબુમાં નાગ
દાર સુબા સાહેબ નિદ્રાવશ હતા ત્યાં જઇ પહોંચ્યો. ના. સુ
સાહેબ જાગ્રત થઇ તંબુ બહાર નિકળ્યા અને આવો ઘોંઘાટ થવા
કારણ ખાસ પોતાનાં પહેરેગીર માર્ફત જાણી દયારામને પોલીસ
પેરામાં ત્યાં બોલાવ્યો. આટલી મોડી રાત્રે જોખમ ખેડી અત્રે આ
વવાનું કારણ ના. સુબા સાહેબે પુછતા દયારામે સુદૃઢ મનોબળ સહી
સ્પષ્ટતાથી જણાવ્યું કે નામદાર સાહેબ! અત્રેથી બે માઇલ
આવેલ અજ્ઞાનપુર નામનાં એક ગામડામાં અત્યારે વિના કારણ નિ
પરાધી જનોનાં બે ખુન થઇ જતા હોવાથી તેનાં રક્ષણાર્થે આ
સાહસ ખેડી હું આપની પાસે આવી પહોંચ્યો છું. ખુનનું કાર
દર્શાવવા જેટલો સમય અત્યારે ન હોવાથી આપ ત્વરાથી મારી સ
પધારવા કૃપા કરશો. મારા બોલવામાં કાંઇપણ અસત્ય જણાય
પછી મને યોગ્ય શિક્ષા કરવાને આપ મુખત્યાર છો. ના. સુ
સાહેબનું માયાળુ હૃદય આ કમકમાટી ભરેલા બનાવથી દ્રવ
લાગ્યું. સત્વર તેઓ નામદાર પોતાનાં એક અંગ રક્ષક પહેરેગીર
સાથે દયારામ સહિત અજ્ઞાનપુર ગામનાં ઝાંપા સુધી આવી પહોંચ્યા
અને ત્રણે જણાઓ પોતાનાં અશ્વોને ( દયારામને પણ બેસવા મ
અશ્વ આપવામાં આવ્યો હતો. ) કોઈ છુપી જગ્યાએ બાંધી ચુ
કીથી ગામમાં દાખલ થઇ પ્રેમચંદનાં ઘરની પછવાડે તેના ઘર
શું બને છે તે જોવા—જાણવા માટે છુપાઇને ઉભા રહ્યા.

નહિં એમ ધારી પ્રેમચંદે પોતાની સ્ત્રી કમળાને સંબોધીને કહ્યું કે—હે દેવી! દુષ્ટાત્માઓનાં ત્રાસને લઇને આપણી અંતીમ સ્થિતીનું સ્મરણ કરતા દરેક સંપત્તિ દયારામને શ્રી કૃષ્ણાર્પણ કરવા માટે સ્નેહ પુર્વક નિવેદન કર્યું છતાં પણ તેણે તે દાન શાસ્ત્ર વિધીથી રહીતપણે લેવા ઇચ્છા ન દર્શાવી; એટલુંજ નહિ પરંતુ તેને માટે યોગ્ય સામગ્રીની જરૂરીયાત પુરી પાડવા સારૂ તે પોતાને ઘેર ગયો. એ શું હૃદયની વિશુદ્ધતા વિના બની શકે ખરૂં કે? પણ અત્યારે તેને ગયા ઘણો વખત થવા આવ્યો છતાં હજી સુધી કેમ નહિં આવ્યો હોય? અરે! પ્રભાતનો સમય થવા આવ્યો ને શું!! સતિ! સત્વર તૈયાર થાઓ નહિંતર મનની મનમાં રહી જશે. કમળા કે જે અત્યાર સુધી મહા શોકાગ્નિથી પ્રજવલીત થઇ મોન્યવ્રત ધારણ કરી રહી હતી તે પતીનાં ઉદ્દગારો સાંભળી કહેવા લાગી કે હે સ્વામી! હું તો મરણ શરણ થવા માટેની રાહ જોઇનેજ બેઠી છું. માત્ર આપની આજ્ઞાનીજ જરૂર હતી. મૃત્યુ હવે તો મારા મનને એક આનંદનો વિષય થઇ પડયો છે. દયારામ આવે કે ન આવે તેની આપણે શું દરકાર છે? ખરેખર વખત આવે માણસની પરીક્ષા થઈ શકે છે. વિદ્વાનોનું કથન છે કે—

* સજ્જન સબ જુગ સરસ હે, જબલગ પર્યો ન કામ;
હેમ હુતાશન નીરખીએ, પીતળ નિકશે શ્યામ;

**ભાવાર્થ**—જ્યાં સુધી કોઇની સાથે કામ પડયું નથી ત્યાં સુધી આખું જગત્ સારૂં છે. જ્યારે કામ પડે છે ત્યારેજ ખરા ખોટાનું પારખું પડે છે. સુવર્ણને અગ્નિમાં પડી પોતાનું સુવર્ણત્વ સિદ્ધ કરતી વખતે સુવર્ણ પણાનું વિશેષણ પ્રાપ્ત થાય છે. પણ જો તેમાં

* પરકીય.

જરાપણ પિતળનો ભેગ હોય તો તેની શ્યામતા છાની રહેતી નથી.

દયારામની બાબતમાં પણ તેમજ સમજશો. શું કાળની ગહનગતી છે ? શું એટલું પણ સંપત્તિ કૃષ્ણાર્પણ કરવાનું મહાન પુણ્ય આ કમભાગ્ય દંપતીનાં લલાટ પટમાં નહિં લખ્યું હોય ? હશે ખેર. સ્વામી ! ચાલો પરમકૃપાળુ પરમાત્માનું ધ્યાન ધરી આ ક્ષણભંગુર જીવનને પ્રભુનાં દરબારમાં યોગ્ય ઇનસાફ માટે હાજર કરીએ.

પ્રેમચંદે કહ્યું—સતિ ! તમો સમજુ અને લાયક છો. છતાં સ્નેહને અંગે અંતીમ સમય જાણી બે હિત વચનો કહેવાની જરૂર પડે છે કે-દયારામનાં પવિત્ર નામપર આવા આખર સમયે તિરસ્કાર ની દૃષ્ટિથી નહિં જોવા હું તમને ખાસ ભલામણ કરૂં છું. મને ખાત્રી છે કે તે કોઇ ઉપયોગી કાર્યમાં રોકાયેલ હશે. ન રોકાએલ હોય તો પણ જેનાં હૃદય સ્થાનમાં આપણે શુદ્ધ પ્રેમનું આરોપણ કર્યું છે તેનાં પ્રત્યે કોઇપણ જાતની અવગણના કરવી એ સજ્જનતાઇનું લક્ષણ નથી. કલાપી કહે છે કે—

કદી દિલને ન દે દીલનું, દીધું દીલ તો ન લે તે તું;
હૃદયનું સત્વ પીધું તેં, હૃદય હીણો કરે તો શું.
અજાયબ સ્નેહના રસ્તા, અજાયબ ગઠ પ્રેમીની;
ખુમારી ને ખુવારી છે, અજાયબ પ્રેમની મસ્તી.

ભાવાર્થ—અન્યને હૃદય પ્રેમી બનાવતા પહેલા તેનાં હૃદયની પુન્તી તપાસ કરી યોગ્ય લાગે તો જ તેને હૃદય પ્રેમી બનાવવો. કિંચીત માત્ર પણ મલીનતાનો પાસ જોવામાં આવે તો તેને સ્વપ્ને પણ પ્રેમી બનાવવો નહીં. આમ હોવા છતાં પણ ગમે તેવા કારણોને

અનુસરી અન્યને પ્રેમી બનાવવામાં આવે તો પછી પ્રાણાંતે પણ ગમે તેવી વિટંબનાઓ આવ્યા છતાં તેનાં હૃદયમાંથી પ્રેમનું હરણ કરવું નહીં. હૃદયનું સત્વ પીધા પછી કદાચ સામો માણસ હૃદય હીણો બનાવે તો પણ શું થયું ? કેમકે સ્નેહનો વિકટ પંથ અને તેની મજબુત ગાંઠ એવી તો અજાયબ છે કે તેના રમ્ય પ્રદેશમાં ખુમારી અને ખુવારી નામની બે દાસીઓ અહરનિશ વિચીત્ર પ્રકારનો નાટારમ કરી રહી છે.

દેવી ! " હૃદયનાં ધબકારા જાણવા માટે જગત કોઇ દિવસ દાક્તર થાય તેમ નથી " માટે ભિન્ન ભિન્ન વાસનાઓના મૃગજળને ભેદી આત્મસ્વરૂપમાં રમણ કરવાની ખાસ જરૂર છે. પ્રેમનું બંધન વસમું છે ખરૂં, પરંતુ પૃથ્વિનાં પ્રવાસોમાં હવે આપણો મેળાપ અશકય હોવાથી તે બંધનથી મુકત થઇ પ્રભુ સ્મરણમાં તલ્લાલિન થવું એજ સ્વર્ગીય સુખનું પરમ સાધન છે. " આપણે આદરેલી પવિત્ર સ્નેહની મીઠાસ હવે આપણને કોઇ દિવ્ય પ્રકાશ અને સ્વર્ગિય પુષ્પ આગળ જરૂર લઇ જશે કે જ્યાં આગળ આપણા બન્નેનાં શાશ્વત સ્નેહ ઉપર ચંદ્ર અને સૂર્ય ડોકીયા કરતાં હાશ. તે વખતે આપણાં પ્રેમી મન સ્વર્ગિય પુષ્પ ઉપર ચાલશે–રમશે–ઉંઘશે સ્વર્ગીય ઐકયતામાં લીન થઇ આલીંગશે–સ્વર્ગિય આનંદ અનુભવશે. " જગતમાં મોહ તળાવને કિનારે આશા તૃષ્ણાઓથી વિંટાએલો પ્રાણી ક્ષણીક વસ્તુના સંયોગને માટે આમ તેમ ભટકયા કરે છે. અનેક પ્રકારની ઠેસો વાગવા છતાં તેને સુખ માની પંપાળે છે. આપણે તે મોહ તળાવને અને ક્ષણીક વસ્તુનાં સંયોગને છેલી સલામ કરવાની છે–આત્મિક આનંદની પેલેપાર નીકળવાનું છે માટે આસપાસનાં સારા નરસા વિચારોને થોડીવારને માટે રોકી રાખી એકાગ્ર ધ્યાને

પ્રભુ સ્તવનમા ધૈર્યવૃત્તિનું જરા પણ ખુન ન થાય તેને માટે કાળજી રાખશો.

કમળાએ કહ્યું—હે સ્વામી ! હ્રદયાનાં ધબકારા જાણવા માટે જગતને શું દરકાર પડી છે ? એતો માત્ર પિંડપોશકવસ્તુનાં સંયોગ અને શોધન માટે સ્વાર્થાંધપણામાં અનેક જાતનાં લોલુપતાને પહોંચી વળવા માટે ચીત્તભ્રમની માફક આમતેમ ભટકયા કરે છે. જ્યારે પોતાનાં હ્રદયમાં દુઃખદાવાનળ સળગી ઉઠે છે ત્યારેજ તે ઠંડા જળની તપાસ કરે છે ( તે પણ પોતાનાંજ માટે ) પરંતુ ઠંડુ જળ પ્રાપ્ત થયા પહેલા તો તે ઉકિત દાવાનળમાં ભસ્મિભુત થઇ માટી સાથે ગળી જાય છે. આવા નગુણી જગતની દેવી આત્માને શું દરકાર છે ? આપણે તો માત્ર જીવનનું સાફલ્ય મેળવવાનું છે કે જેને માટે આ કિમતી સમય પ્રાપ્ત થયો છે. આત્માની ઉત્ક્રાન્તિનાં અંતીમ સમયમાં વાસનાઓને રહેવાનું સ્થાનજ નથી અને જો તેમ હોય તો તેને આત્માની અંતીમ સ્થિતિની ઉત્ક્રાન્તિ કરી શકાય નહિં. નિર્મળ અને નિકલંકી પ્રેમનું બંધન આત્મિક આનંદનું આકર્ષણ કરે છે અને એ આકર્ષણ શક્તિ અન્ય ભવાન્તરોને વિષે પણ ઉત્તરોત્તર વૃદ્ધિગત થયા કરે છે. એટલે કે સ્વર્ગિય સુખને પ્રાપ્ત કરે છે. આવા સ્વર્ગિય સુખને પહોંચી વળવા માટેજ આપણી આ તૈયારી છે. જગતનાં મોહ તળાવની ભવ્ય સાૈંદર્યતા હવે આપણને પોતાનાં મોહપાસમાં ફસાવી શકે તેમ નથી તો પછી શા માટે વિલંબ કરવો જોઇએ ? આ દાસિ સારા નરસા સર્વ વિચારો થોડીવારને માટે રોકી આપની સમક્ષ નમ્રભાવે નિવેદન કરે છે કે—

* હ્રદયનાં દ્વેષ ને તોડિ, યુગલ કર પ્રેમથી જોડી;

---

* પરકિય.

અનેરા ફંડ ને છોડિ, ત્હમોને હું ખમાવું છું.
હશે દુવ્યું કદિ દીલ મ્હે, અજાણે જાણતા વચને;
વદીને દિન આ વયણે, ત્હમોને હું ખમાવું છું.
સ્વીકારો યાચના મારી, ક્ષમાની બક્ષતા પ્યાલી;
પરસ્પર પાથરી યારી, ત્હમોને હું ખમાવું છું,
ભલા દાતા દયા લાવી, દીયો દોષો તણી માફી;
હજુરમાં આપની આવી, ત્હમોથી હું ખમાવું છું.

આ નિખાલસ હૃદયનાં શુદ્ધ પ્રેમની ક્ષમાપનાંથી પ્રેમચંદનું હૃદય પ્રેમસાગરમાં થનથનાત કરવા લાગ્યું.

પ્રેમચંદે કહ્યું—આર્ય કુળદિપીકા ! તમારા વિચારો સ્તુત્ય છે. અંતીમ સમયે શુદ્ધ અધ્યાવસાયોને અવલંબી આત્મોન્નતિના યોગ્ય ચાવી પણ તમોએ ઠીક સંપાદન કરી લાગે છે નેશું ? હૃદયનાં ઉંડાણમાંથી વિશુદ્ધ ભાવે ક્ષમાપનાનો જે ધ્વનિ પ્રગટી નિકળે છે તે ધ્વનિનો ભાનુ પ્રકાશ અજ્ઞાન તીમીરને દુર ખસેડી આત્માની દૈવી શક્તિને જાગૃત કરે છે. જૈનશાસ્ત્રકારોએ તેના માટે હમેશની કરાતી આવશ્યક ક્રિયામાં ખાસ ભાર દઇને કહ્યું છે કે—

खामेमी सव्वे जीवा, सव्वे जीवा खिमंतुमे ॥
मीत्तीमे सव्व भुएसु, वेर मज्जं न केण इ ॥ १ ॥

ભાવાર્થ:—હું સર્વ જીવોને ક્ષમાવું છું. તમે સર્વ જીવો મને ક્ષમા આપો. મારે સર્વ જીવોની સાથે મીત્રતાઇ છે પણ કોઇની સાથે વૈરભાવ નથી. તમો કે જે મારી સંસાર રૂપી રેતાળ ઉજડ મરૂભુમીમાં એક પુષ્પ વાટીકા છો જે વાટીકા પોતાનાં માલીકની હયાતી છતાં કચરાઇ-છુંદાઇ હતાસ પામે છે એ કાંઇ ઓછી શોક જનક બીના ન

કહેવાય. તમારા જીવન પ્રવાહમાં—આત્મિક આંદોલનમાં અને વિશુદ્ધ ભાવનામાં મને આરામ—આનંદ—અને શાન્તિનું રમ્ય સ્થાન મળવાથી મારે કહેવું જોઇએ કે—

### શિખરણી છંદ.

* કદિ તુંથી બોલ્યો, કુપિત વદને માફ કરજે;
કટુ ભાવે કોદી, જરાય વર્તો માફ કરજે.
થઇ છે ના પુરી, મુજ ફરજ ત્હારા તરફની;
ક્ષમા દેજે વ્હાલી, કરૂણ નજરે ને હ્રદયથી.
વિચીત્રા સૃષ્ટિમાં, વિધવિધ પ્રસંગો મગી રહે;
અનિચ્છા હૈયાની, તદપિ દીલ કોથી લડી પડે.
છતાં હૈડાં ભેગાં, મુખથકી કદી જો લડી પડયાં,
ક્ષમા યાચું વ્હાલી, કરકર ક્ષમા વીસ્મરી સહુ.

*  *  *  *  *

બસ થયું. દંપતિનાં દૈવી આત્માઓ એકાગ્ર ધ્યાને પ્રભુ ભક્તિમાં લીન થયા. પ્રભુ ! અરે ઓ પતિત પાવન પ્રભુ ! ! આ ત્હારા દિન બાળકો સત્યને ખાતર પ્રાણની આહુતી આપી હવે ત્હારે શરણ આવે છે. કૃપાનાથ ! અરે ઓ કરૂણાસિંધુ કૃપાનાથ ! ! દયાહિન દુષ્ટોનાં મિથ્યાભિમાન રૂપી પિસાચને અર્પણ કરવા તૈયાર કરેલું આ બળીદાન હવે ત્હારા પાદ પુજન માટે હાજર થાય છે. પરમાત્મા ! અરે ઓ પ્રદુ:ખભંજન પરમાત્મા ! ! દેવીનાં બ્હાનાં નીચે હરામીઓનાં તીરસ્કાર રૂપી દુ:ખદાવાનળમાં સળગી ઉઠી આ ત્હારા પામર સેવકો ત્હારા દિવ્ય પ્રકાશમાં ઓતપ્રોત થવા માટે ત્હારો આશ્રય ગ્રહણ કરે છે; અને સૃષ્ટિનિયંતા ! અરે ઓ સર્વ વ્યાપક સૃષ્ટિનિ-

---

* પરકીય.

યંતા ! ! પારાધીઓની પ્રપંચી જાળને લઇ આ ત્હારા દિન હીન કિંકરો સંસારનાં બંધનથી છુટા થઇ ત્હારા કદમમાં આવે છે. આટલું કહેતાની સાથ અન્યોઅન્ય આપસ આપસમાં જ્યાં એક બીજાની ગરદન પર હથીયાર ચલાવવા જાય છે ત્યાં 'સબુર સબુર ઉતાવળ નહિં કરો સર્વ સામગ્રી સહીત હું આવી પહોંચ્યો છું.' એ શબ્દો ઝીણા સ્વરે તેઓની કર્ણેંદ્રિ પર અથડાયા.

પ્રિય વાંચક! આ શબ્દો દયારામ કે જે પોતાનાં આત્મબળ વડે ના. સુબા સાહેબને એક અંગરક્ષક પહેરેગીર સહીત પ્રેમચંદનાં ગ્રહ સુધી લાવવા ભાગ્યશાળી થયો હતો તેનાજ હતા. દયારામ સર્વને સાથે લઇ પ્રેમચંદના ઘરમાં દાખલ થયો આથી દંપત્તિનાં ભયનો પાર રહ્યો નહિં પરંતુ ના. સુબા સાહેબે તેને યોગ્ય આશ્વાસન આપી તેમ કરવાનું કારણ પુછ્યું. દંપતિએ અથ થી ઇતી સુધી તમામ હકીકત નિખાલસ ભાવે કહી સંભળાવી. આથી તે નામદારનાં માયાળુ હૃદયમાં તેનાં માટે સારૂં માન પેદા થયું. દયારામની વખતસરની જાહેર હિમ્મત માટે તેઓ ઘણાં ખુશી થયા. દંપત્તિનાં ઘરની તપાસ માટે સાથેનાં પહેરેગીર ને રોકી દયારામ સહીત તે દંપતિને સાથે લઇ ના. સુબા સાહેબ પાછા પોતાની છાવણી હતી ત્યાં આગળ આવી પહોંચ્યા. ખરેખર—

* જીતના તારા ગગનમેં, ઇતનાં શત્રુ હોય,
કૃપા પાય કીરતારકી, વાળ ન વાંકો હોય.

એક ગરીબ હરીણી ગીષ્મ ઋતુને લઇ પાણીની આશાએ એકાદ શુષ્ક અરણ્યમાં મૃગજળનાં આભાસથી ખરેખરૂં પાણી મા-

---

* પરાક્રમ.

નીને તે મૃગજળ પાછળ મોટી ઉત્કંઠાથી દોડવા માંડે છે પણ આખર પસ્તાય છે. તેમ કાળીયો કોળી કમળાનાં સૌંદર્યપર ફિદા થઇ રતીની આશાએ તેની પ્રાપ્તિ માટે મોટી ઉત્કંઠાથી અનેક જાતનો પ્રયાસ સેવી રહ્યો છે પરંતુ તે કાદવનાં કીડાને ખબર નથી કે મારી શું સ્થિતી થશે? રાત્રીનો ઘણો વખત પસાર થયા છતાં પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં મલીન વિચારોને અવલંબી અતિ ઉન્મદ્ દશામાં કમળાનું સ્વાગત કરવા માટે તેની રાહ જોવા લાગ્યો. એ સ્વાર્થનાં પુતળાને એટલા પણ ક્યાંથી ખબર હોય કમળા એ આજકાલનાં જેવી રસ્તે ચાલનાર અલ્પ આશાથી પીગળી જનાર સ્ત્રી નથી.

ક્રમે ક્રમે રાત્રી વિતી પ્રભાત થયું. તો પણ કાળીયો આશાનાં દોર પરથી નીચે ઉતર્યો નહિ. આખર તેને ભાન થયું કે મ્હારી સઘળી મહેનત વ્યર્થ ગઇ. આથી તેનાં ક્રોધનો પાર રહ્યો નહિ. ત્વર પટેલને મળી દંપત્તિને ગઇ કાલે આપેલી સૂચના મુજબ યોગ્ય શિક્ષાએ પહોચાડવા તત્પર થયો. પટેલે ગામનાં તમામ લોકોને ચોરા પાસે ભેળા કર્યા. અને એકદમ પ્રેમચંદનાં ઘર પર દરોરો લઇ જવા માટે સૂચવ્યું. તેવામાં અકસ્માત બે લશ્કરી ઘોડે સ્વારો ગામમાં દાખલ થઇ કાળીયા કોળી અને પટેલ પાસે કે જ્યાં આગળ લોકોનું મ્હોટું ટોળું જમાવ થયું હતું ત્યાં આગળ આવી પહોંચ્યા. અને કહ્યું કે "તમો બને ને ના. સુબા સાહેબ ખાસ જરૂરી પ્રસંગને લઇ બહુજ યાદ કરે છે માટે સત્વર તૈયાર થઇ અમારી સાથે રવાના થાઓ." આથી બન્નેનાં હર્ષનો પાર રહ્યો નહિ. ના. સુબાસાહેબ જેવા રાજકર્માચારીયો પણ આપણને ખરા જીગરથી ચાહે છે એ જાણી તેઓનું હૃદય આનંદથી તરબોળ થઇ રહ્યું. આવનાર ઘોડેસ્વારોને જરા થોભવાનું કહી સત્વર બન્ને તૈયાર થયા અને પોત-

પોતાના પવનવેગી અશ્વોપર સ્વાર થઇ તેઓની સાથે જ્યાં આમ-ળ ના. સુબાસાહેબ પોતાની છાવણીમાંનાં એક સુશોભિત તંબુમાં બિરાજી રહ્યા છે ત્યાં આગળ આવી પહોંચ્યા.

પોતાનાં બન્ને નાયકોને લશ્કરી ઘોડેસ્વારો કોણ જાણે ક્યાં લઇ ગયા જાણી પ્રેમચંદનાં ઘરપર દરોરો લઇ જનાર લોકોનાં હૃદ-યમાં ભારે ગભરાટ પેદા થયો; ચોમેર અશાન્તિનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું, અને ધીમે ધીમે ભયસૂચક ઉદગારોનો મંદમંદ ધ્વનિ અસ્ખલીત પણે પ્રકાશી રહ્યો તેવામાં કોઇએ આવી ખબર આપ્યા કે પ્રેમચંદનાં ઘર આગળ એક શસ્ત્રધારી લશ્કરી ઘોડેસ્વાર આપણુ સર્વને પ્રેજ કરી ના. સુબાસાહેબ પાસે લઇ જવા તૈયાર થઇને ઉભો છે માટે જલદી નાશો નહિતર બુરી દશા થશે. આથી સર્વ કોઇ જેને જેમ ફાવે તેમ નાસવા લાગ્યા અને પોત પોતાનાં નિવાસગૃહમાં બારણાં બંધ કરીને ભરાઇ પેઠા.

ના. સુબા સાહેબ આવી પહોંચેલાં બદમાસોને પાસેનાં તંબુમાં બેસવા માટે સૂચવ્યું. અને એક નાજુક તંબુ કે જે તંબુ અંદર ઉભેલા હારોહાર બે માણસોનાં શિરપર સ્પર્શ કરી શકે તેમજ આસપાસ ચોમેર એક હાથ ઉપરાંત વધુ પોલાણ ન જોવામાં આવે તેવા તં-બુની રચના માટે પોતાનાં એક ખાનગી પહેરેગીરને હુકમ કર્યો. જોતજોતામાં આ નૂતન તંબુની સંપુર્ણ વ્યવસ્થા થઇ ચુકી. ત્યા-રબાદ દરેક પહેરેગીરોને ના. સુબા સાહેબ પોતા પાસે બોલાવી ગુપ્ત રીતે એવી સૂચના કરી કે જ્યારે હું ઇસારત કરૂં ત્યારે દરેકે આ તંબુની આસપાસ એકદમ નજીકમાં ગોઠવાઇ જઇ તંબુની

અંદર ઉભા રહેલ માણુસોનાં શિરપર જોરથી ડંડાઓનો પ્રહાર શરૂ કરવો. અને તે પ્રહાર તમોને જ્યાં સુધી બીજો હુકમ સંભળાવવામાં ન આવે ત્યાં સુધી ચાલુ રાખવો. વિગેરે જે હુકમ સંભળાવવાનો હતો તે સંભળાવી ના. સુબા સાહેબ પેલા બદમાસો પાસે ગયા. તેમની પાસેથી કેટલીએક માહેતી મેળવવા માટે તેઓ બન્નેને યોગ્ય માન આપી તેઓનાં કાર્યની પ્રસંસા કરવા લાગ્યા. જેમ જેમ પ્રશંસાનું સ્વરૂપ વિશેષ પ્રબળ થવા લાગ્યું તેમ તેમ મીથ્યાભીમાની કાળીયો કોળી ગર્વિષ્ટપણે હું મ્હોટો મંત્રવાદી છું અને દેવોની ઉપાસના વડે આખા જગતને મારા દોર પર નૃત્ય કરાવી શકું છું, એટલું કહી ના. સુબા સાહેબ સમક્ષ કેટલાએક હાથ ચાલાકીનાં ખેલો કરી પોતાની ધુર્ત કળાનું સામ્રાજ્ય ફેલાવવા લાગ્યો. સમયનો લાભ લઇ પટેલે જણાવ્યું કે–ના. સાહેબ! અમોને તેમજ આખા ગામનાં લોકોને અને છેવટે આસપાસનાં દરેક શહેરો અને ગામડાઓને માત્ર તેનોજ આધાર છે; કારણ કે તે દેવીનો પરમ ભક્ત છે. ના. સુબા સાહેબની એવી માન્યતા હતી કે–

**" મારૂં જીવન સમગ્ર જાતને જ્યાં સુધી જીવાય ત્યાં સુધી મારાથી જે કાંઇ તેના માટે થઇ શકે તે સર્વ કરવાને મારી ફરજ છે, મારા મૃત્યુ પહેલા જગતનાં હીત માટે મારૂં સર્વસ્વ વપરાએલ જોવા મારી ઇચ્છા છે. જીવન મને જીવનની ખાતર વ્હાલું લાગે છે. કારણકે તે થોડા સમયનાં દીપકનાં જેવું નથી પરંતુ ઝગમગતી મસાલનાં જેવું છે. આવું ઝગમગતું જીવન યમદેવને સ્વાધિન થાય ત્યાર પહેલાં જગતને જેટલો પ્રકાશ આપી શકાય એટલો પ્રકાશ આપાવે**

જરૂરનો છે. વ્હેમ, પ્રપંચ, અને ધુર્ત વિદ્યા ઇત્યાદિનો સદંતર નાશ કરવા માટે એવા ઝગમગતા જીવનની પ્રણાલીકા ખરેખર માન્ય કરવા જેવી છે. ” આથી ના. સુબા સાહેબ તેઓની કૃત્રીમ જાળમાં કોઇ પણ રીતે ન ફસાય એ બનવા જોગ છે. છેવટે તૈયાર કરેલા નૂતન તંબુમાં બન્ને ને માન સહીત લાવવામાં આવ્યા.

સંકુચીત નૂતન તંબુનો આશ્ચર્યમય ભય સુચક દેખાવ જોઇ; એટલુંજ નહિં પરંતુ ઉકત તંબુના દ્વાર પાસે ઉભેલા દયારામ, પ્રેમચંદ, તથા કમળાને નીરખી તેઓનાં હૃદય સ્થાનમાં અનેક પ્રકારની શંકાઓ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થવા લાગી. ના. સુબા સાહેબ સત્વર તંબુ પાસે આવ્યા. અને દયારામ વિગેરેને સાવધ રહેવા માટે સુચવ્યું. પૂર્વનાં સંકેત મુજબ પહેરેગીરોને ઇસારત કરતાં તરતજ બન્નેનાં શિરપર સંખ્યાબંધ ડંડાઓનો પ્રહાર શરૂ થયો. આખરે તેઓ બન્ને બહુજ મુંઝાયા અને જીવનની રક્ષા માટે આમ તેમ ફાંફા મારવા લાગ્યા. પરંતુ તંબુ ઘણોજ સાંકડો હોવાથી તેમજ બહાર નીકળવા માટેનાં દરવાજાપર શસ્ત્રધારી પહેરેગીરોની ચોકી હોવાથી તેઓ નિર્ભય સ્થાન મેળવી શક્યા નહિં. ના. સુબા સાહેબે કહ્યું– પિસાચો! અરે ઓ મંત્રાદિક પ્રયોગોને લઈ સિદ્ધત્વને વરી ચુકેલાઓનો ડોળ કરનાર પ્રપંચી પિસાચો ! ! ગભરાઓ છો શા માટે ? અદૃષ્યવિદ્યાઓની સહાયતા હોવા છતાં આમ ભીરૂ બની ચોમેર જીવનની રક્ષા માટે ફાંફા મારવાનું શું પ્રયોજન છે ? નરાધમો ? અરે ઓ ધુર્તકળામાં ધમનાવી ભોળા લોકોનું સત્વ ચુસી લેનાર દુષ્ટ નરાધમો ! ! તમારી પ્રબળ શક્તિને વિકશ્વર બનાવવા માટેનો આ

ઉત્તમ સમય પ્રાપ્ત થતાં આમ બાળકની માફક હતાસ શા માટે બનો છો ? શું દેવો તમારાથી રીસાઇ તો નથી ગયા ને ? ખવિસો ! અરે ઓ ધોળે દિવસે માલીકની હાજરીમાં જ લુંટ ચલાવનાર ખુશામતી ખવીસો ! ! અજમાવો તમારા મંત્રાદિક પ્રયોગોને; અને જોતરો તમારા માની લીધેલા દેવોને તમારી મદદે. સેતાનો ! અરે ધતિંગ ક્રીયાનું સામ્રાજ્ય સ્થાપિ સત્યનું ખુન કરનાર જુલમી સેતાનો ! ! કહો તો ખરા કે તમે મહાન મંત્રવાદી અને દેવોનાં ઉપાશક છો તો પછી અત્યારે તમારા શીરપર ડંડાઓનો પ્રહાર ચાલુ રાખનાર કોણ કોણ વ્યક્તિ છે ? સત્વર જવાબ આપો. યાદ રાખજો કે જ્યાં સુધી સંતોષકારક પ્રત્યુત્તર નહિ મળે ત્યાં સુધી તમારાપર થતો પ્રહાર ચાલુજ રહેશે.

કાળીઓ કોળી દ્રવિત ચક્ષુઓ વડે દ્રય હસ્ત જોડી કરગરવા લાગ્યો. " ના. સાહેબ ! આ વખતે સત્ય બીના જાહેર કરતા મારે કહેવું જોઇએ કે હું એક મંત્રવાદી કે દેવોનો ઉપાશક નથી; પરંતુ ધુર્ત કળામાં પ્રવીણ એવો હું એક ધુતારો છું. વ્હેમી દુનિઆને કપટ જાળમાં ફસાવી તેનું દરેક પ્રકારનું સત્વ ચુસી લેવા માટે મેં મ્હારાથી બનતું કર્યું છે. સત્યા અવલંબીઓની પ્રબળ શક્તિને પણ હતાસ પમાડી સ્વાર્થિ લાલસાઓને પહોંચી વળવા માટે આ સેવકે એક જીવતા યમની ગરજ સારવામાં કિંચીત માત્ર પણ પાછી પેની ભરી નથી. અને નિરાધાર અબળાઓનાં સતીત્વપર તરાપ મારી વિષય વાસનાની ત્રપ્તિ માટે રાક્ષસી જીવન પસાર કરી દુષ્ટવૃત્તિનાં વારી પ્રવાહમાં મેં મારૂં કર્ત્તવ્ય નાવ નિડર પણે વહેતું મુક્યું છે. હવે અને યાદ આવે છે કે—

* પાપ છુપાયા ના છુપે છુપે, તો બડા ભાગ;
દાબી દુબી ના રહે, રૂએ લપેટી આગ.

તે મુજબ મારા પાપનો ઘડો ભરાઇ રહેવાથી અંતે ફુટવાનો વખત આવી પહોંચ્યો. હવે મને પુર્ણ પશ્ચાતાપ થાય છે. કૃપા કરી આપ મારા આવા કર્ત્તવ્ય માટે ક્ષમા આપશો અને આ દારૂણુ દુઃખમાંથી મુકત કરશો."

પટેલે કરૂણા જનક વિનાપ વડે સત્ય હકીકત નિવેદન કરતા જણાવ્યું "સાહેબ મહેરબાન ! કાળીઆ કોળીની ધુર્તકળાનો દ્રોપ-સીન અત્યારે ખુલ્લો થવાથી મને મારી જડબુદ્ધિ માટે હસવું આવે છે. સત્યા સત્યનો નિર્ણય નહિં કરતા તેનાં વિશ્વાસે મેં મ્હારૂં સર્વસ્વ ગુમાવ્યું; એટલુંજ નહિં પરંતુ દેવીનાં બાના નીચે લોકોમાં અંધશ્રદ્ધા ફેલાવી તેનું સત્યરૂપી સત્વ ચુસી લેવા માટે આ હત્ ભાગી સેવકે આપખુદીનું સામ્રાજ્ય સ્થાપિ એક રાક્ષસી જીવન પસાર કર્યું. સ્વાર્થિ લાલસાઓને પહોંચી વળવા માટે અનેક નિરાધાર પ્રાણીઓનો ભોગ લઇ આશાનાં દોર પર નૃત્ય કરવામાં મેં જરા પણ ન્યુનતા રાખી નથી. સમજુ અને સરલ સ્વભાવી લોકોની અમૂલ્ય સૂચનાઓનો દુરૂપયોગ કરી સત્તાનાં ગર્વ નીચે જોહુકમીનું બ્યુગલ ફુંકવામાં મેં મારી સર્વ શકિતનો ભોગ આપેલો છે. વિચાર શિલ દયારામનાં વચનપર વિશ્વાસ નહિં લાવતા પ્રેમચંદ અને કમળા કે જે એક નિર્દોષ સત્યશિલ દંપતિને સત્યનાં સુંદર શિખરપરથી નીચે પછાડી તેનું ચુર્ણ કરવા માટે આ કાળીયા કોળીનો હું સાગ્રીત બન્યો હતો અને ટુંકામાં આ જીવતા યમની ઇંદ્રજાળી રોશનીમાં

* પરકીય.

અંજામ જઇ સંપૂર્ણ અન્યાય તથા અજ્ઞાનતાનું વાતાવરણ ફેલા-વવામાં મેં જરાપણ બાકી રાખ્યું નથી. ના. સાહેબ ! આ બધું પરવશતાથી અજ્ઞાન પણાને લીધે થએલું જાણી આપનું માયાળુ હૃદય મારા આ કર્તવ્ય માટે માફી આપશે. હવે મને ખાત્રી થઇ છે કે—

* પરમેશ્વર જો પાધરો, શત્રુ થી શું થાય;
પથરા ફેંકે પાપી જન, ફુલ થઇ ફેલાય.

પ્રેમચંદ તથા કમળા કે જે એક આદર્શ દંપતિ છે. તેના પર વિપત્તિનું વાદળ ફરી વળતા તેઓની સત્ય પ્રતિભા વડે અંતે તેઓનો જય થયો એ જાણી મને ખરેખર અત્યાનંદ ઉત્પન્ન થાય છે.”

“ જેમ ધુમ્ર વિનાનાં અંગારને ધાતુનાં વાસણમાં ઉચકવાથી તે વાસણ ધગી જાય છે; એટલુંજ નહિં પરંતુ તેને ઉચકનાર પણ પોતાની મુર્ખતાને લીધે દગ્ધ થાય છે. તેમ ધર્માંધ પણાનો સ્વાર્થમય જો હુકમી વાળો દુષ્ટ અંગાર મલીન કર્તવ્યતાનાં વાસણમાં ઉચકવાથી તે વાસણ ક્રમે ક્રમે ઉગ્રતાને પ્રાપ્ત થાય છે એટલુંજ નહિં પરંતુ ઉક્ત વાસણને ઉચંકનાર પોતાની મૂર્ખતાને લીધે દારૂણ દુઃખનો ભોક્તા બની આકુળ વ્યાકુળ થાય છે. ” કાળીયો કોળી અને પટેલની બાબતમાં પણ તેમજ બન્યું. ના. સુબા સાહેબે બન્નેને મુશ્કે ટાઇટ બાંધી જુદા જુદા અશ્વોપર આરૂઢ કરી દયારામ, પ્રેમચંદ વિગેરેને અતિ માન સહિત સાથે લઇ કેટલાએક લશ્કરી ઘોડેસ્વારો સહીત પોતે અજ્ઞાનપુર ગામમાં આવી પહોંચ્યા. તરતજ લોકોને

---

* પરકિય.

ભેળા કરી આ બન્ને ધુતારાઓની ધતિંગ ક્રિયાનો ભેદ ખુલ્લો કરતા તેઓ નામદારે જણાવ્યું કે-તમે લોકો દેવીનાં બ્હાનાં નીચે વ્હેમાદિક પ્રવૃત્તિમાં આત્મશક્તિનું ખુન કરી આવા હરામખોરોને જે ઉત્તેજન આપો છો તે ખરેખર સોચનિય છે. મંત્ર, જંત્ર, દોરા, ધાગા ઇત્યાદિની મલીન પ્રવૃત્તિ વડે દૈવી ઉપાસનાનો ડોળ કરનાર પ્રપંચી પિસાચોની ઠગબાજીનો નાશ નહિં કરતા તેની સાથે ભળી જઇ આપખુદી અને ખુશામતનાં ખત્રીસો બની હાજી હા પણાનું કલંક વ્હોરી લેવા જરા પણ અચકાવું નહિં એ શું માણસાઇ પણાનું લક્ષણ કહેવાય ? ચોમેર આજે ભારત પ્રદેશમાં જે જે વ્હેમાદિક પ્રવૃત્તિનો ઉદય થઇ રહ્યો છે તે માત્ર આવા સ્વાંર્થપિનેજ આભારી છે. બહારનાં ડોળ દમાકથી છક થઇ જનારા અજ્ઞાનીઓ સત્યાસત્યનો નિર્ણય કરવા જેટલી પણ ઉદારતા બતાવતા નથી એજ દેશની પાયમાલીનું મુળ છે. એમ કહ્યા વિના ચાલી શકતું નથી. મી. દયારામે જાહેર હીમતથી પણ યુકિત પુર્વક આ નર પિશાચોનાં અત્યાચારો પ્રકાશમાં લાવી ગઇ રાત્રીએ થતા બે નિરપરાધી ખુનોને બચાવી લઇ તમારા ગામની બલકે દેશની જે સેવા બજાવી છે તે ખરેખર સ્તુત્ય છે. મારે ભાર દઇ ને કહેવું જોઇએ કે તમો સર્વ તેનાં સદાને માટે ઋણી છો. આ વખતે તેનાં કાર્યની કદર કરવાને આવો કિમતી સમય પ્રાપ્ત થતા મને અનહદ આનંદ ઉત્પન્ન થાય છે. " હું આ ગામનો સર્વ અધીકાર અને તેની સર્વ માલેકી તેના હાથમાં સોંપુ છું. કે જેનો ભોગવટો તેનાં વંશ પરંપરા ચાલુ રહેવાનો. " ધર્મશીલ આ આદર્શ દંપતિ યે પ્રાણનાં ભોગે પણ સત્ય શિયળનું રક્ષણ કરી જે કિમતી ફરજ અદા કરી છે તેને માટે

તારીફી લાયક પુરા શબ્દો મારા હૃદય કોશમાં પણ અત્યારે મને મળી શકતા નથી. ખરેખર આવા પવિત્ર દૈવી આત્માઓ એજ પૃથ્વિનાં સ્થંભ રૂપ છે તેઓનાં સદ્‌ચારીત્રથી હું ઘણોજ ખુશ થયો છું. જેની યાદી માટે **રાજસ્થાનનાં વિશ્વાસ ભાજનની પદવી** સહીત હું ત્હેને એકહજાર સુવર્ણ મહોર બક્ષીસ કરૂં છું. કાળીઓકોળી અને પટેલનાં સબંધમાં હું એવા નિશ્ચય પર આવ્યો છું કે તે બંને ને સખ્ત મજુરીની સાથે જીંદગી પર્યંત સખ્ત કેદની શિક્ષા કરી આ પ્રદેશને સદાને માટે તેનાં સંસર્ગથી મુક્ત કરવો જેથી હું તેને **'સંકટપુર'** ની પાકી જેલમાં મોકલી આપું છું,

છેવટે લોકોને પોતાની અજ્ઞાનતાનું ભાન થયું. કાળીઆ કોળી અને પટેલનાં નામ પર હજારો તિરસ્કાર વરસાવવા લાગ્યા. અને દયારામ કૃપા રૂપી સિતળ છાંયા નીચે પોતાની સંસાર યાત્રા સુખમય સ્થિતિમાં નિર્વીઘ્ને પસાર કરી સર્વ કોઇ આનંદમાં રહેવા લાગ્યા...

સત્યવતિ નગરીનાં સત્યપ્રિય રાજાની ભાનુમતી રાણીએ પુરપતિ, રાજકર્માચારીઓ, અને પ્રજામંડળ સમક્ષ ઉપર મુજબ વ્યાખ્યાન આપી સિદ્ધ કરી આપ્યું કે આજકાલ ભુત પ્રેતાદિની જે ભ્રમણા ઘર ઘાલી બેઠી છે તે વસ્તુતા એ ભુતપ્રેતાદિ નથી પણ ધર્માધ્યક્ષોની એ કૃત્રીમ કપટ કળા છે આથી પ્રજા મંડળનાં વ્હેમી વિચારોએ કાંઇક સંસ્કારપદ સ્વરૂપ પકડયું. ના. રાણી સાહેબની સુચના મુજબ આ ઉલ્કાપાતનું મુળ કારણ પણ તેવા ધર્માધિધ્યક્ષો તો નહિંજ હોય? શું સ્વાર્થાંધોના પોપલીલાનો ડ્રોપસીન આવા પ્રકારનો હશે? સેંકડો આત્માને આમ ગ્લાની પ્રદેશનું અધ્યયન કરાવવામાં તેઓનો શું આશય હશે? શું ન કળી શકાય એવી ગુહ્ય

વિદ્યા તેઓ મેળવી શક્યા હશે ? ઇત્યાદિ શંકાઓ ઉત્પન્ન થવા લાગી. પરંતુ માની લીધેલા પ્રત્યેક અનુભવો તેઓની દૃષ્ટિ સન્મુખ તરી રહેલા હોવાથી ઉક્ત શંકાઓ વિશેષ બળવત્તર થવા પામી નહિં.

ના. સત્યપ્રિય રાજા, વિજયસિંહ, અને નિતીસિંહ ભાનુમતીની અપ્રતિમ જાહેર હીમ્મત અને અતુલ્ર શૌર્ય જોઇને એ વાતો સાનંદાશ્ચર્ય પામ્યા કે તેની અર્થ સૂચક દલીલ તોડવા માટે કોઇની પણ હીમત ચાલી નહિં તોપણ છેવટે રાજાએ કહ્યું કે—

" રાણી ! તમારૂં હૃદય ભુતપ્રેતાદિનાં ભયંકર તાપથી જરા પણ સ્ખલિત થતું નથી એ તમારી વખતસરની જાહેર હીમત માટે મને તમારા પ્રત્યે ઘણું માન પેદા થાય છે. કુમાર પ્રબળસિંહ, વિમળા, અને સરલાનું સત્યપ્રિય હૃદય પણ હું આ વખતે જોઇ શકયો છું. પ્રજા વર્ગને આશ્વાસન આપવાની અત્યુત્તમ શૈલીનું પણ તમોએ યોગ્ય પઠન પાઠન કર્યું છે એ નિર્વીવાદ છે. તમારૂં જ્ઞાન વિશાળ છે; શૌર્ય અપ્રતિમ છે; અને ધૈર્ય બળ અવાચ્ય છે. તમો એક વીર રમણીનાં પતી થવા માટે મને પોતાને હું ભાગ્યશાળી માનું છું. તમોએ જે સત્ય તત્વનું પ્રતિપાદન કર્યું છે તે સ્તુત્ય છે. પણ સવાલ માત્ર એટલોજ છે કે કેટલાએક સ્ત્રી પુરૂષો અને બાળકો કે જે અચાનક ભુત પ્રેતાદિનાં ભયંકર તાપનું બળીદાન થઇ પડેલ છે તેનુ શું સમજવું ?

ભાનુમતિએ કહ્યું. " પ્રભુ ! આપની મારા પ્રત્યેની અપુર્વ કૃપા માટે હું આપની આભારી છું. મારામાં કોઇપણ જાતની યોગ્યતા આપ જોઇ શક્યા હો તો તે માત્ર આપની સ્નેહ ભરી મીઠી દૃષ્ટિનું જ એ પરિણામ છે. મારા ધારવા મુજબ કેટલીએક વ્યક્તિઓનાં

ગુમ થયાનાં જે સમાચાર ચોમેર પ્રસરી રહ્યા છે તે માત્ર કેટલાએક અધમ કાર્ય કરનાર દુષ્ટોનું એક મંડળ હોવું જોઇએ. "

સત્યપ્રિયે જણાવ્યું. " સતી! તમારૂં કહેવું યથાર્થ હશે. અમુક વખત પહેલા એક બહાદુર ક્ષત્રીએ પણ તમારા કહેવા મુજબ મને રોશન કરેલ; તેથી મેં તેને સારા ઇનામની આશાએ તે કાર્ય પર નીયત કર્યો હતો. એકદા તે બહાદુર ક્ષત્રી કેટલાએક શસ્ત્ર ધારી સૈન્યકોની સાથે ' યક્ષદેવ ' નાં દેવળમાં ગયો હતો. પરંતુ અફસોસ કે તે પણ ત્યાં અદૃષ્ય થઇ ગયો હતો. પાછળથી તેના માટે ઘણી તપાસ ચલાવી પણ પતો લાગ્યો નહિં. આથી પરિણામ એ આવ્યું કે જે લોકો ભુતપ્રેતાદિને માનતાં નહોતા તે પણ દૃઢતા પુર્વક માનવા લાગ્યા છે.

કુમાળ પ્રબળસિંહે કહ્યું. " પુજ્ય પિતાશ્રી ! કર્તવ્યના યજ્ઞ કુંડમાં સ્વાત્મભોગ નું બળીદાન અર્પણ કર્યા વીનાં વીજયની આશા રાખવી એ આકાશ કુસુમવત્ છે. કાર્યકુશળતા, સ્વાશ્રયપણું, અને સમયસૂચકતા એ ખાસ મુખ્યત્વે કરીને વિજય પ્રાપ્ત કરવા માટેનાં ઉત્તમ સાધનો છે. સત્યવતિનાં ઇતિહાસમાં અગાઉ જે બનાવ બનવા પામ્યો છે તે બનાવ કેવી રીતે બનવા પામ્યો તેનું સત્યકારણ શોધી કાઢવાની જેનામાં કમતાકાત હોય તે તો અવસ્ય આપનાં કહેવા મુજબ એમજ માને કે તે બહાદુર ક્ષત્રીનો ભુતપ્રેતાદિએ ભોગ લીધો હશે. ખેર પરંતુ તે યક્ષનું દેવળ અત્રેથી કેટલે દુર અને કેવા પ્રદેશમાં આવેલું છે; તે હરકત ન હોય તો કહેવા કૃપા કરશો."

સત્યપ્રિયે જણાવ્યું. " કુમારશ્રી ! શહેરની પુર્વ બાજુ પર ત્રણ ચાર માઇલનાં અંતરે એક ઘોર જંગલમાં તે દેવળ આવેલું છે.

આસપાસ નાના મોટા ડુંગરાઓ, અનેક ગુફાઓ, અને ગગનભેદી ભીન્નભીન્ન પ્રકારનાં વૃક્ષોનું જુથ હોવાથી તે પ્રદેશ એવો તો ભય પ્રદ લાગે છે કે ત્યાં એકાદ માણુસની જવા માટે હીમત ચાલી શકે તેમ નથી. તે દેવળની પાસે લગભગ પચીસ ત્રીસ કદમ દુર જળાશય સમીપ એક ગુફા આવેલી છે. આ ગુફાને લોકો 'જીવલેણ' ગુફા એ નામથી ઓળખે છે. સમસ્ત પ્રજાના દુઃખનું મુળ કારણ જો કાંઇપણ હોય તો તે માત્ર આ જીવલેણ ગુફા જ છે કે જેમા ભુતપ્રેતાદિ નિર્ભયપણે વાસ કરી રહેલ છે. આ ભુતપ્રેતાદિઓ યક્ષ દેવની સેવામાં રહેનારા છે. યક્ષના સબંધમાં પ્રાચીન સમયથી એવી દંતકથા ચાલી આવે છે કે યક્ષદેવ મહા ક્રૂર અને પ્રબળ શકિતવંત હોવાથી તે મનુષ્યનો અહાર વધારે પસંદ કરે છે. તેનાં નૈવેધ્યાદિક કાર્યમાં માસ અને રૂધીર વપરાય છે. તેની પુજા પણ તે વડેજ થાય છે. અહર્નિશ એક મદોન્મત પાડાનો ત્યાં વધ થાય છે. યક્ષદેવની મૂર્તિપર હમેશાં પાડાનું તાજું લોહી રેડવામાં આવે તો જ તે યક્ષદેવ ત્રપ્ત થાય છે એમ તેનાં સેવકોની દ્રઢ માન્યતા છે. તે કોઇનાં પર પ્રસન્ન થઇ ઇચ્છિત ફળ આપે છે. જેઓને ફળની પ્રાપ્તિ થાય છે તેઓ અનેક પશુઓનો ત્યાં વધ કરી યક્ષદેવને તેનો ભોગ આપે છે. આથી યક્ષદેવપૂર્ણ પ્રસન્ન થાય છે. જે તેનાં અવર્ણવાદ બોલે છે તે અનેક પીડાથી પીડાય છે. યક્ષદેવને નિયમીત ભોગ આપવામાં જો વિલંબ થાય તો તે પોતે જાતે પ્રગટ થઇ પોતાના તાબામાં રહેલા ભુત પ્રેતાદિને એક જબરી હાક મારી પોતાની પાસે બોલાવે છે. યક્ષદેવ મહા કોપાયમાન થયા છે એમ જાણી તમામ ભુતપ્રેતાદિઓ તેમની પાસે હાજર થાય છે. અને ઇચ્છા મુજબ ભોગની

તૃપ્તિ માટે પ્રયત્ન શિલ બને છે. કેટલીએક વખતે યક્ષદેવ કોઇનાં શરીરમાં પ્રવેશ કરી પોતાની ઇચ્છા પ્રદર્શિત કરે છે આથી તેમની દરેક મન કામનાઓ ફળીભુત થાય છે. પુત્ર ! તમો સર્વનાં કોમળ હ્રદયમાં જબરો આઘાત થવાનાં ભયને લીધે આ તમામ બીનાથી મેં તમો સર્વને આજસુધી અજાણ્યા રાખેલ છે. તમારૂં ધૈર્ય બળ અપ્રતિમ શૌર્યવાળું છે એમ જો મને પ્રથમથીજ ખબર પડી હોત તો હું સર્વ બીનાથી તમો સર્વને વાકેફ કરી તેનાં વિનાશ માટે બંદોબસ્ત કરવા ભાગ્યશાળી થાત. ”

ભાનુમતિએ વિનયપુર્વક જણાવ્યું—” શિરછત્ર ! મને તો તે તમામ વાતો ગપ ગેઝેટ જેવી નીરસ લાગે છે. વસ્તુ સ્થિતીનું મુળ સ્વરૂપ શોધી કાઢવાની બે દરકારીનું જ આ પરિણામ છે. અવિદ્યા અને અજ્ઞાન એ આવી કલ્પિત વાતો ને જન્મ આપનાર હોવાથી સત્ય સેંકડો ગાઉ દુર રહે એ સ્વાભાવિક છે. હરામખોરોની યુકિત પ્રયુકિત વાળી પ્રપંચી જાળ ખાસ કરીને અવિદ્યા અને અજ્ઞાન ધારક વ્યકિતઓ પર વધુ ફાવે છે. આવી વ્યક્તિઓ ત્રણનો મેરૂ બનાવી અન્યને પણ પોતાનાં સર્કલમાં સામેલ કરે છે. પરિણામ એ આવે છે કે સર્વત્ર ભયનો સંચાર થતા આત્મિક શકિતનું ખુન થાય છે. પતિદેવ ! આ સામે ઉભેલું પ્રજા મંડળ ક્ષોભનીય હ્રદયથી સંપુર્ણ શોકાગ્નિમાં પ્રજ્વલીત થએલ છે; માટે હવે તેને કર્ત્તવ્ય સલીલથી શાન્ત કરવા માટે મને આપ આજ્ઞા આપો તો સત્ય શું છે તે શોધી લાવવા માટે પ્રયત્ન કરૂં. પ્રજાનું આ દારૂણ દુઃખ હવે મારૂં આ કોમળ હ્રદય કોઇપણ રીતે સહન કરી શકતું નથી. આપની શુભાશિષ વડે ઇચ્છિત કાર્યમાં હું જરૂર વિજય પામીશ એવી મારી દ્દઢ માન્યતા છે. ”

સત્યપ્રિયે કહ્યું. " સતિ ! મારા જીવનનાં સાથી તરીકે તમારી સાથે મારૂં ભાગ્ય જોડાએલ હોવાથી તેમજ કુમાર પ્રબળસિંહ અને કૌમારીકા વિમળા તથા સરલાનું જીવનરૂપિ ઉપયોગી નાવ યુવાવસ્થાની શરૂઆતનાં ઉપસાગર મધ્યે અનેક મોજા સાથે અથડાતું હોવાથી હું તમોને આવા જોખમ ભરેલા કાર્યમાં આજ્ઞા આપું એ કેમ બને ? મલીન દેવોની પ્રપંચ શક્તિ આગળ મનુષ્ય બળ શું વિસાતમાં છે ? જેણે લોખંડી હૃદયવાળા વીર બહાદુરોને હંફાવી પોતાની મુરાદ પાર પાડી છે તેની પાસે તમારૂં શૌર્ય કાંઇ કામ લાગે તેવું નથી એ એ નિર્વીવાદ છે. માટે તે વાત જવા દીયો. નાહક તમોને કાળના મુખમાં હડસેલી મારે પોતાને સદાને માટે કલંકી બનવું એ શું સોચનીય ન કહેવાય ? "

ભાનુમતિએ જવાબ આપ્યો.—" પ્રભુ ! અંધ શ્રદ્ધા, અન્યાય, અને અનિતીનાં વાતાવરણને ભસ્મિભુત કરી પ્રજાનાં કલ્યાણ અર્થે ફરજ જ્યાં લઇ જાય ત્યાં અનેક વિટંબનાઓને ન ગણકારતા જવું જ જોઇએ. કુમાર પ્રબળસિંહ પોતાની સોળ વરસની નાની ઉમરમાં પણ ખરી ક્ષાત્રત્વ શક્તિને ખીલવવા માટે અહરનિશ ઉત્સુક રહેતો હોવાથી તેનાં માટે કોઇ પણ જાતની ચીંતા કરવી એ નકામી છે. વિમળા અને સરલા માટે પણ તેમ જ છે. આપનાં માયાળુ હૃદયમાં તેઓનાં માટે પ્રેમનું નિર્મળ સ્થાન હોવાથી માત્ર મોહ દશાને વશ થઇ જે કીમતી ફરજ બજાવવાની ઉમદી તક પ્રાપ્ત થઇ છે તે તકને જવા દેવી એ શું યોગ્ય છે? પ્રજા રૂપી સંતતીમાં અને અંગ જાત સંતતીમાં કોઇ પણ જાતનો ભીન્નભાવ રાખવો એ ડહાપણ કહેવાય નહિં. " પ્રજાની શાન્તિમાંજ આપણી ખરી

શાન્તિ છુપાએલી છે." મારૂં હૃદય બળ, શારિરીક શક્તિ, અને ક્ષાત્ર તેજ જુલમીઓની પ્રબળ જાળ તોડવા માટે અદ્વિતીય છે; માટે આપ નચીંત રહો. હું ઉક્ત કાર્યમાં નીયત થવા ઉત્સુક છું પણ ક્યારે અને કયે વખતે તે કાર્ય હાથ ધરવામાં આવશે તે સર્વ હકીકત હું ગુપ્ત રાખવા માંગુ છું. માત્ર આપની આજ્ઞાનીજ જરૂર છે. પ્રજામંડળને રજા આપી આપ મને ઉક્ત કાર્યનાં વિજય માટે શુભાશિષ અર્પો એજ મ્હારી પ્રાર્થનાં છે.

સત્યપ્રિયે જણાવ્યું—" રાણી ! સમસ્ત પ્રજાનાં સ્વાતંત્ર્ય સુખ અને પવિત્રતાની રક્ષા ખાતર ભયનાં ભિષણ ક્ષેત્રમાં વિચરવાની તમારી મહત્વાકાંક્ષા ખરેખર સ્તુત્ય છે. પ્રજા મંડળને હું ખુશીથી તેમનાં સ્થળે જવા માટે રજા આપું છું. તમારા લલાટ પટમાં નિર્ભયતા, દેહમાં વિરત્વપણું, અને નેત્રામાં સાહસીક ભાવ જોઇ મહારે કહેવું જોઇએ કે જ્યારે તમારી એમજ ઇચ્છા છે તો ભલે ખુશીથી તમારી તે જીજ્ઞાસા ફળીભુત કરો; મારી આજ્ઞા છે. "

પ્રબળસિંહ સત્વર બોલી ઉઠયો.—" પુજ્ય પિતાશ્રી ! ઘોર અત્યાચારની પ્રબળ શક્તિને પહાડી પર્વતોની ઉંડી ખીણમાં કાઢી દેવા માટે જે સાહસ મહારા પુજ્ય માતુશ્રી તરફથી ઉઠાવવામાં આવ્યું છે; તે ભવિષ્યમાં રાજ્ય અને પ્રજાની આબાદી માટે પુરતું છે. વિકટ માર્ગમાં સહાયની જરૂર છે. તેમની સાથે રહી તેમનું દરેક રીતે રક્ષણ કરવું એ મહારી પુત્ર તરીકેની ફરજ ને ધ્યાનમાં લઇ હું આપને નમ્ર અરજ ગુજારવા રજા લઉં છું કે મને પણ તેમની સાથે જવાની બીન આનાકાની એ રજા આપશો. પ્રજાની સેવા કરવા માટેનો આ કીમતી સમય પ્રાપ્ત થતા હું મહારા આત્માને ભાગ્યશાળી માનું છું. "

**સત્યપ્રિયે સપ્રેમથી કહ્યું—**" પુત્ર ! તમારી માતૃ અને પિતૃ ભક્તિ અવાચ્ય છે. રાજ્ય અને પ્રજાનાં હીત માટે તમો ભગીરથ પ્રયત્ન સેવી રહ્યા છો એ મ્હારા ધ્યાન બહાર નથી. પ્રજાનાં શ્રેય માટે એક લાયક રાજા પોતાનાં સર્વસ્વનો ભોગ કેવી રીતે આપી શકે તે હું સારી રીતે જાણું છું; અને તેથી કદાચ આ સાહસમાં ઝીપલાવવા માટે હું તમોને આજ્ઞા કરૂં તો તે અસ્થાને તો નહિજ ગણાય. પણ જ્યાં સુધી શ્રેય અશ્રેય, સુખ દુઃખ, અને ચડતી પડતીની અનુભવ શાળામાંથી તમો પસાર થયા નથી; ત્યાં સુધી આ સાહસમાં ભાગ લેવા માટે હું તમોને રજા આપી શકતો નથી. તમારા માતુશ્રી માટે તમારે જરા પણ ચિંતા કરવાની નથી કેમકે રાજ્ય તરફથી તેમને દરેક પ્રકારની સહાયતા મળી શકે તેમ છે.

બસ થયું. પ્રજામંડળનાં આનંદનો પાર રહ્યો નહિં; ભાનુમતિ ફરજ અદા કરવાનો સુયોગ પ્રાપ્ત થવાથી બેહદ ખુશી થઇ; વિજયસિંહ અને નીતિસિંહ પોતાનાં **પ્રપંચી** કાર્યની સફળતા માટેનાં શું ચિન્હો નીહાળી અમુક અંશે મગ્ન બન્યા; પ્રબળસિંહ આજ્ઞા નહીં મળવાથી જરા ખિન્ન થયો; સરલા અને વિમળા બંધુ પ્રબળસિંહને યોગ્ય શબ્દોથી શાંત કરવા લાગી; અને સત્યપ્રિય દેવી ભાનુમતીની ઉત્કૃષ્ટ ભાવનામાં રમી રહેલ પ્રેમનું જાદુઈ કૌતક નિહાળી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો.

સમય સમયનું કામ કર્યે જાય છે. એકદા રાત્રીનાં સમયને લઇ સૂર્ય દેવનાં સોનેરી કિર્ણો અદૃષ્ય થયા છે; આકાશ વીચિત્ર રંગે રંગાયું છે; વિહંગો પોતાના માળામાં ગાઢ નિદ્રા અનુભવે છે; સમીરના અલ્પ પ્રહારથી વૃક્ષોના પલ્લવો આમ તેમ નાચી રહ્યા છે.

મનોહર ચંદ્ર પોતાની રોશની પુર બહારમાં ફેંકી રહ્યો છે; પૃથ્વિ પટ પર ચંદ્ર રોશનીને લીધે શ્વેત ચાદર બીછાઇ રહી છે; પ્રવૃતિમય જગતે નિવૃતી સ્થાન અંગિકાર કર્યું છે; સર્વ સ્થળે શાંતિ અને નિઃસ્તબ્ધતાનું નિશકટંક રાજ્ય વ્યાપી રહ્યું છે; શિરબંધી પહેરે ગીરો નગર રક્ષણાર્થે આવાગમન કરી રહ્યા છે; અને મહામાયા સર્યુ નામની સરીતા મધુર અને મનોહર ધ્વની વડે કલકલ રવ સહીત સલીલનું વહન કરી રહી છે. તે વખતે સ્મશાન સામેની એક ટેકરી પર બે સુ સજ્જિત અશ્વોથી અલંકૃત કોઇ એક કૃષ્ણ વસ્ત્ર ધારી મનુષ્ય પોતાનાં માલીકની રાહ જોતો ઉભો છે. તે પોતાની દૃષ્ટિ ચોમેર ફેરવતો હોવાથી સ્મશાન મધ્યેના ભુ ગર્ભ-માંથી ઉત્પન્ન થતો દિવ્ય પ્રકાશ તેના જોવામાં આવ્યો. થોડીવારમાં તો તે પ્રકાસે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું; અને તેમાંથી કોઈ એક નુતન આકૃતિ જન્મ થવા પામી. આ આકૃતી યે પગથી તે માથા સુધી કાળો પોષાક ધારણ કર્યો હતો. તેણે ચો તરફ નજર ફેરવી અમુક ઇસારાથી કોઇ બીજી વ્યક્તિને પોતાની પાસે હાજર કરી. આથી તે માણસ જરા ભય પામ્યો અને થડકતા હૃદયે મનમાં વિચાર કરવા લાગ્યો કે—જે ભુતાદિકનાં ઉપદ્રવે સમસ્ત નગરીને ભયપ્રદ બનાવી તેનું જીવન સત્વ લુંટી લેવા માટે અનેક ઉલકાપાતને જન્મ આપ્યો છે; તેજ ભુતાદિક ઉપદ્રવ અત્યારે મારા આ દેહનું બલીદાન લેવા તત્પર થયો હોયની ! એવો મને ભાસ થાય છે. ખરેખર હું હતભાગી છું. હવે મ્હારૂં શું થશે ? લોકો કહે છે કે સ્મશાન ભુમીમાં ભુત, પિસાચ, ચુડેલ, બ્યંતરી, અને ડાકીણીયો નો નિવાસ છે. તે અડધી રાત્રીએ ફરવા નીકળે છે. તેનાં સપાટા-

માંથી કોઇ પણ બચી શકતું નથી. આ બધું હું તો હંબક માનતો હતો; પણ આજે તો આ પ્રત્યક્ષ અનુભવ થયો. પ્રભુ ! અરે ઓ વ્હાલા પ્રભુ ! ! મ્હારા સતકોટી દોષ દરગુજર કરી હવે મને આ દુઃખમાંથી છોડાવ; ત્હારા સિવાય મ્હારો રક્ષણ કર્તા અત્યારે કોઈ નથી. આમ અશ્રુપાત કરે છે; તેવામાં પ્રકાશનો અમુક ભાગ પોતાનાં તરફ વળ્યો. આથી તે વધારે તરફડવા લાગ્યો. આવતા પ્રકાસને ત્હેણે ચુડેલનો વાંસો કલપી લીધો. ચુડેલનાં વાંસામાં અમુક જાતનો પ્રકાસ હોય છે એમ તેણે પુર્વે સાંભળેલું હતું હવે તેનાં દુઃખની સીમા રહી નહિં. પાસેનાં વૃક્ષોમાં અમુક જાતનો સડસડાટ ઉત્પન્ન થયો. હવે તેની સ્થિતીનું પુછવું જ શું ? તેનું આખું શરીર ભુતની કલ્પના વડે આચ્છાદિત થયું. તેથી કરૂણાજનક વિલાપો વડે ભુતને સંબોધી અનેક પ્રકારની આજીજી કરવા લાગ્યો. બન્યું એવું કે પ્રકાશનાં અસ્તની સાથે પેલી બે આકૃતીઓ સત્વર તેની પાસે આવી ઉભી રહી. હવે તો પુછવું જ શું ? તેનાં હોંસકોસ ઉડી ગયા અને તે જમીન પર પડી આમ તેમ આળોટવા લાગ્યો.

પ્રિય વાંચક !

આ બન્ને આકૃતિ અને પ્રાણ દાનની ભીક્ષા માગનાર મનુષ્ય એ કોણ છે તે જાણવાની ત્હારી આતુરતાનો તિવ્ર વેગ હવે વધુ વખત રોકી શકાય તેમ નથી; કેમકે હિતનાં બદલામાં અહિત થવાનો સંભવ રહે છે. વખતે ત્હારૂં હૃદય પણ પેલા માણસની માફક ભુતાવળની ભ્રમણાંને લઇ છીન્ન ભીન્ન થવા પામે; તો પછી આ લેખકની સઘળી મહેનત ફોકટ જાય એ સ્વાભાવિક છે. હવે આપણે વસ્તુત્વ તરફ વળીશું.

ઉપર મુજબ, એક પછી એક ભુગગર્ભમાંથી ઉત્પન્ન થયેલ ઉભય આકૃતી એ કોઇ જાતની પલીતા નથી; પણ દેવી ભાનુમતિ અને એક તેનો વિશ્વાસુ માણસ છે. ઉલ્કાપાતનાં મુળ કારણને શોધી તેનો નાશ કરવા માટે કેટલાએક દિવસની છુપી તપાસ પછી દેવી ભાનુમતી કોઇને જણાવ્યા વગર પોતાનાં એક વિશ્વાસુ માણસને સાથે લઇ એક ગુપ્ત સુરંગ દ્વારા તે સ્મશાન ભુમીમાં આવી પહોંચી છે. સાથે આવનાર માણસનું નામ પહાડસિંહ છે. તે એક વીર યોદ્ધો છે; સમય આવ્યે શિર આપવામાં તે બીલકુલ આનાકાની કરે તેવો નથી; નિડર, નિશપ્રહો, અને વળી ઠરેલ મગજનો છે; ગુપ્ત તપાસમાં તે બહાદુર છે; અને તે દેવી ભાનુમતિનો એક નિમક-હલાલ અંગ રક્ષક છે. મહારાજા સત્યસિંહ અને વિજયસિંહ અને નિતીસિંહનું એક રમકડું છે; એમ તેઓ બન્ને સારી રીતે જાણતા હોવાથી તેમને પણ આ વાતની ખબર આપી નહોતી. સ્મશાન ભુમીમાં સુરંગદ્વારાએ પ્રથમ પ્રવેશ કરનાર નીમકહલાલ પહાડસિંહ હતો. તેનાં હાથમાં એક સળગતી મસાલ હતી, કે જે મસાલનાં પ્રકાશને ટેકરી પર ઉભેલા માણસે ભુતાવળ કલપી લીધું હતું. પહા-ડસિંહે મસાલનાં પ્રકાશ વડે ચોતરફ નજર ફેરવી. રાત્રીચર વન પશુઓનો ચિત્કારમય ધ્વનિ અને વાયુનાં આઘાત્તથી વૃક્ષ પત્રોનાં આન્દોલનનો ધ્વનિ એ સિવાય અન્ય સર્વ પ્રકારે શાન્તિ અને નિઃસ્તબ્ધતાનું જ નિશકંટક રાજ્ય તેની દૃષ્ટિએ પડયું તેથી પુર્વનાં સંકેત મુજબ એક ગુપ્ત ઇસારાથી દેવી ભાનુમતીને સુરંગમાંથી બહાર નીકળવા માટે પહાડસિંહે સૂચના કરી હતી. સ્મશાન સામેની ટેકરી પર બે સુ સજ્જિત અશ્વોથી અલંકૃત જે કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્ય

પોતાનાં માલીકની રાહ જોઇ ઉભો રહ્યો હતો; તે બીજો કોઇ નહિં પણ પહાડસિંહનો એક વિશ્વાસુ માણુસ હતો. પૂર્વનાં સંકેત મુજબ તેને ત્યાં બે સુ સજ્જિત અશ્વો હાજર રાખવાની પહાડસિંહે સૂચના કરી હતી; પણ આ ગુપ્ત હકીકતથી તેને સર્વ રીતે અજાણુ રાખ- વામાં આવ્યો હતો. કાચી છાતીનો તે માણુસ સ્મશાનની ભયપ્રદ વિકાળ જગ્યા, કાંઇક અંધકારની સાથે વન પશુઓનો ભયંકર દ્દનિ, અને આશ્ચર્યભુત અકસ્માતની સાથે આવો ભયંકર દેખાવ જીરવી શકયો નહિ. પહાસિંહ અને ભાનુમતી પાસે આવ્યા છતાં પણુ તે પોતાનાં માલીકને ઓળખી શકયો નહિં. તેનું કારણુ એક તો તેના હ્રદયમાં ભુતાવળની ભયંકરતાએ પ્રવેશ કર્યો હતો; અને બીજું આ બન્ને વ્યક્તિઓએ મસ્તકથી ચરણુ પર્યંત કાળી કફની ધારણુ કરેલ હતી. તેઓનાં આવા ગુપ્ત વેસને લઇ સ્ત્રી કોણુ અને પુરૂષ કોણુ એ પણુ કલ્પી શકાતું નહોતું.

પોતાનાં ખાસ વિશ્વાસુ માણુસને આમ રડતો અને એ બાકળો થયેલ જોઇ બહાદુર પહાડસિંહ તરત કળી ગયો કે સ્મશાન ભુમી પ્રત્યેની આજની રાત્રીનાં આ ભયંકર દેખાવથી તેનું હ્રદય ભીરૂ બન્યુ છે. તેથી પહાડસિંહ કહેવા લાગ્યો કે—માનસિંહ! માનસિંહ!! આ તુ શું કરે છે? શા માટે રડે છે? આમ આક્રંદ કરવાનું શું કારણુ? આવા ચુપકીનાં ટાઇમે વળી આ ધમાલ હોય ખરી કે? ચુપ રહે! ડરીશ નહિ! હું તારો માલીક પહાડસિંહ પોતેજ છઉં. જરા શાંત થા; અને ધીરજ ધર. બરાબર હુશીયારીમાં આવ; જરા પણુ ગભરાઇશ નહિં. આવી રીતે યોગ્ય આશ્વાસન મળવાથી માન- સિંહનો આત્મા જરા શાંત થયો અને તેનાં જડવત્ દેહમાં પુનઃ

ચૈતન્ય સંચાર પ્રદિપ્ત થવા લાગ્યો. તે કાંઇક બોલવા જાય છે તેવામાં તો ભાનુમતિ અને પહાડસિંહ તૈયાર રાખેલા અશ્વોપર સ્વાર થઇ પવન વેગે આગળ રસ્તો કાપવા લાગ્યા.

માનસિંહ આથી વધારે શંકાસીલ થયો. આવનાર ભયાનક આકૃતી એ કોઇ પલીતાજ હોવી જોઇએ એમ તેણે ચોકસપણે માની લીધું. પહાડસિંહના નામથી તેઓએ મને પુરેપુરો છેતર્યો છે એવા દ્દઢ સંકલ્પને તે વળગી રહ્યો. વળી તે બન્ને આકૃતીને અલ્પ સમયમા અદૃશ્ય થતી જોઇ તેની માન્યતા એ વિશેષ પ્રબળ સ્વરૂપ ધારણ કર્યું. એક રીતે ભુતાવળનાં પંજામાંથી પોતાનો બચાવ થયો જાણી ઘણો ખુશી થયો; પણ બીજી રીતે હવે હું પહાડસિંહને શું જવાબ આપીશ એ વિચારે તેનું હૃદય સ્થાન ઘેરી લીધું. પરંતુ નિ-રૂપાય થોડીવારે અનેક પ્રકારનાં વિચાર તરંગોમાં ગોથા ખાતો તે પોતાનાં નિવાસ સ્થાન તરફ રવાના થયો તેવામાં નસીબ જોગે વળી એક નવો ચમત્કાર તેની દૃષ્ટિ સનમુખ આવીને ઉભો રહ્યો. એક ખવીસ બીજા ખવીસની સાથે બાથમબાથ કરતા જમીન પર આમ તેમ આળોટતો દૃષ્ટિગોચર થયો. હવે માનસિંહની સ્થિતીનું તો પુછવું જ શું ? તે બિચારો એક પુતળાની માફક ત્યાંને ત્યાંજ સ્થંભી ગયો; અને પોતાનાં પગની પાસે એક લાંબો લીટો કરી તેની બહાર એક પણ ડગલું ન ભરવાનો નિશ્ચય કર્યો. અગાઉ હેણે પોતાનાં એક સ્નેહી પાસેથી સાભળ્યું હતું કે ‘ખવીસ લીટો ઓળંગી આગળ વધી શકતો નથી.’

ઘણો સમય વિત્યા છતાં પણ જમીનપર બાથમબાથી કરી રહેલ બન્ને ખવીસો ત્યાંથી જરા પણ દુર થયા નહિં. ઉજડ અને વેરાન

પ્રદેશ, રાત્રીનો સમય, અને ભયાનક પશુઓનો કીલકીલાટ એવી ભયપ્રદ ભુમીમાં માનસિંહ એકલો ક્યાંસુધી ઉભો રહે? આખરે તે હતાસ પામી પ્રભુ પ્રાર્થનાં કરવા લાગ્યો કે—ઓ પ્રદુઃખભંજન પરમાત્મા! ત્હારો આ બાલક હવે મૃત્યુનાં મુખમાં ચોકસ રીતે આવી પહોંચ્યો છે. નાથ! અરે ઓ કૃપાનાથ!! મેં એવા તે શું અઘોર પાપ કર્યો હશે કે આવા સ્મશાન નજીક આવી રીતે દુઃખદ સ્થિતીમાં હું ઘેરાઇ ગયો. અહાહા!!! કર્મ ગતિ વીચીત્ર છે! કરમ! અરે ઓ ઘાતકી હૃદયનાં ક્રૂર કરમ!! શું તને જરા પણ શરમ નથી આવતી? પ્રભુ! અરે ઓ વ્હાલા પ્રભુ!! હવે એક ક્ષણવાર પણ હું આ દુનીયાનો પવન લઇ શકીશ કે કેમ એ એક ગંભીર પ્રશ્ન છે. ભગવાન! અરે ઓ ભકતવત્સલ ભગવાન!! મ્હારી નિરાધાર સ્ત્રી અને બાળ બચ્ચાઓનું હવે શું થશે ? અરેરે!!! મ્હારા સિવાય હવે ત્હેનો એક પણ આધાર આ દુનિયામાં રહ્યો નથી. આવી રીતે સોચ પુર્વક પ્રભુ પ્રાર્થનાં કરતો મનમાં ચિંતવવા લાગ્યો કે ભવિષ્ય બળવાન હોય અને કોઇપણ રીતે જો હું આ દુઃખમાંથી છુટું તો કદિપણ ફરીથી આ જગ્યાએ આવવા માટેનું સાહસ હું ખેડીસ નહીં.

માનસિંહ જે ખવીસોને બાથમબાથી કરતા માનતો હતો તે વસ્તુતઃ ઉભય સ્વાનોની છાંયા હતી. એક વૃક્ષનાં થડની પાસે ઉભેલા એ સ્વાનો આપસ આપસમાં અનેક પ્રકારની ગેલ કરી રહ્યા હતા. વૃક્ષનું થડ એટલું બધું તો પહોળું હતું કે તેની આડપનો લાભ લેનાર શ્વાનોને કોઇપણ રીતે જોઇ શકાય તેમ હતું નહિં. કોઇપણ જાતનાં પ્રકાશની અંદર અમુક ચીજ કે વસ્તુની છાંયા મુળ વસ્તુ કરતાં લંબાઇમાં ત્રણ ચાર કે પાંચ ગણી ઘણી વખત આપણે જોઇ

શકીએ છીએ. તેમજ પાછલી રાત્રીનાં ચંદ્રનાં પ્રકાશને લઇ આ સ્વાનોની છાંયાએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. જેવું સ્વાનોનું નૃત્ય તેવુંજ તેમની છાંયાનું નૃત્ય. અનુભવીઓનું કથન છે કે—**જે મનુષ્ય વ્હેમને આધીન થઇ સત્યાસત્યનું જાણપણું કરવા માટે પ્રયત્ન શિલ થતો નથી તે આખરે વ્હેમ મય જ બની જાય છે. અને ક્ષણે ક્ષણે દરેક વસ્તુમાં-વ્હેમનું જ આરોપણ કર્યા કરે છે.**

આટલેથી માનસિંહની વ્યાધીનો અંત આવ્યો નહિ. બન્યું એવું કે દુરથી એક ભયાનક ચુડેલ તેનાં તરફ આવતી તેણે જોઇ. જેના હાથમાં ત્રીશુળ હતું; મોઢામાંથી અગ્નીનાં તણખાંઓ ખરતા હતા; અને શીરપર પથ્થરની એક જબરજસ્ત મહાન સિલા હતી. આ ભયંકર દૃષ્ય નજરે પડતાં માનસિંહની ભયપ્રદ દશા એ કેવું સ્વરૂપ ધારણ કર્યું હશે તેનું અનુમાન વાંચકો એ જ કરી લેવું.

વિદ્વાનો ખરૂં જ કહે છે કે—" પ્રાણીમાત્ર જગતનાં દરેક દૃષ્ય અદૃષ્ય બનાવોનું નીરિક્ષણ ચક્ષુ વિહીન દશામાં જેટલે દરજ્જે હૃદયથી કરે છે એટલે દરજ્જે તે ડોકરનો ભાગીદાર બને છે. પણ હૃદય અને ચક્ષુ એ બન્નેનો એકજ સાથે બુદ્ધિ પુર્વક ઉપયોગ કરવામાં આવે તો અંતે વસ્તુ સ્થિતીને પ્રાપ્ત થતાં પોતાનું જીવન ઉન્નતિ ક્રમમાં આગળ વધારી શકાય છે. " માનસિંહનું હૃદય વ્હેમાદિક વિચારોની મલીન ભાવનાએ રંગાએલું હોવાથી દરેક સારા નરસા બનાવો પર વ્હેમનો પાસ લગાડી દેતા તેને જરા પણ વાર લાગતી નહોતી. કહેવત છે કે 'જેની આંખમાં કમળો હોય તે સદાને માટે પીળું દેખે છે. " તેમ તેના મનોરાજ્યમાં જેવી ભાવનાઓ ઉદય થવા પામી

હતી તેવી ભાવનાઓ પ્રમાણે જગતની ખરી વસ્તુઓને કલ્પીત વ-સ્તુનાં સ્વરૂપે તે જોઇ રહ્યો હતો.

વસ્તુતઃ ઘણે દુરથી એક પટલાણી આવતી હતી. તે પાસેનાં પોતાનાં ક્ષેત્રમાં કોઇ કામ પ્રસંગે રોકાએલ હોવાથી પોતાને ઘેર જતી હતી. ક્ષેત્રમાંથી રવાના થતાં તેણે દાતરડાવતી બાજરાના ત્રણ સાંઠાઓ—ડુંડાઓ પોતાનાં બચ્ચા માટે કાપી લીધેલા હોવાથી તે ત્રીશુલાકારે તેનાં જમણાં હાથમાં અંકિત થએલા હતા. બળદો માટે લીલાચારાની એક ભારી પોતાનાં શીર પર ધરી લીધી હતી; અને રસ્તામાં વિકાળ પશુઓની બીકને લીધે એક સળગતું લાકડું ડાબા હાથમા ધારણ કરી લીધું હતું. પટલાણી પોતાના પ્રિયજનોનાં મેલાપ માટે હમેશનાં પરીચિત રસ્તેથી પસાર થતી જ્યારે માનસિંહની સમીપ આવી પહોચી ત્યારે માનસિંહના તો બાર જ વાગી ગયા અને બુમ પાડીને બોલી ઉઠયો કે—" દયા કર; ઓ પ્રભુ દયા કર."

પટલાણી બાહોશ અને વિચીક્ષણ હોવાથી તરત મનમાં સમજી ગઇ કે આ કોઇ હરામખોર હોવો જોઇએ. અને તે મ્હારા ક્ષેત્રને સેઢે ઉભેલો હોવાથી જરૂર તે કાંઈ ચોરી કરવાને માટે જ આવેલો હશે પરંતુ મ્હને દેખતાં ભય પામવાનો ડોળ કરી તે નાશી જવા માગે છે માટે બહેતર છે કે આ સળગતા લાકડા વતી તેને યોગ્ય મેથીપાક ચખાડવો કે જેથી પુનઃ મારા ક્ષેત્રની સેઢે કોઇ દિવસ ઉભો રહે નહિં. એમ ધારી પેલું સળગતું લાકડું પટલાણી એ મારવા માટે જરા ઉંચું કર્યું કે તરત માનસિંહ બરાડા પાડીતો જીવ લઇને નાઠો. પટલાણીની શંકાએ વિશેષ પ્રબળ સ્વરૂપ ધારણ કર્યું. આવાં હરામીને યોગ્ય શિક્ષા કર્યા વિના જવા દેવો એ તો ઠીક નહીં. એમ

ધારી પટલાણીએ ધબધબઇને માથાપરની ભારી નીચે નાખી એકજ સપાટામાં તેને પકડી પાડયો. માનસિંહ ભયને લીધે હાંફતાં હાંફતો શ્વાસ લેવા લાગ્યો. તેની આંખોનાં ડોળા બહાર નીકળી પડયા અને જાણે મૃત્યુની છેલી ઘડી તેના માટે આવી પડી હોય તેમ આક્રંદ કરવા લાગ્યો. બચાવ ! બચાવ ! ! અરે ઓ દયાળુ દેવી બચાવ ! ! ! અરેરે ! અકસમાત આ શો જુલમ. માતા! અરે ઓ દયાળુ માતા!! મ્હારૂં હૃદય ભયથી કપે છે. કષ્ટવિદારણી! મારો દોષ દરગુજર કરી મ્હને જીવત દાનની ભીક્ષા આપ. સહાયિની! અરે ઓ શત્રુ સંહારક સહાયિની ! ! આ અસહ્ય દારૂણ દુઃખમાથી હવે મારો ઉદ્ધાર કર હું ત્હારે શરણે છઉં. શરણાગતને સહાય આપવી એ ત્હારૂં કર્તવ્ય છે.

માનસિંહની આવી દયાજનક કઢંગી સ્થિતિ જોઈ પલટાણીને દયા આવી તેથી જરા પણ શિક્ષા કર્યા વગર તેને છોડી મુકતા કહ્યું કેઃ– " ખબરદાર હવે પછી અત્રે આવ્યો છે તો. " એટલું કહી પટલાણીએ સત્વર પોતાનો રસ્તો લીધો. માનસિંહ કાળનાં મુખમાંથી માંડ બચ્યો એમ ધારી તે પણ પોતાના ઘર તરફ રવાના થયો.

અહિંયા ભાનુમતિ અને પહાડસિંહે તીરની માફક પોતપોતાનાં અશ્વોને દોડાવી એક ભયંકર ઝાડીમાં પ્રવેશ કર્યો; ઝાડી ઘણી ગીચ હતી; વનચર પશુઓનો ભયંકર ધ્વનિ ચોમેર પ્રકાશી રહ્યો હતો; વિહંગો વૃક્ષની સુંદર ઘટામાં નિદ્રા દેવીનું આરાધન કરી રહ્યા હતા; પાસ પાસે વૃક્ષોના જુથને લઇ ચંદ્રના રૂપેરી કીર્ણો વનભુમી પર ભાગ્યે જ દેખાઈ શકતા હતા; ચોમેર અંધકાર છવાઇ રહ્યો હતો; નાના પ્રકારની ડુંગરી ધારો અને ટેકરીયો એ વિચીત્ર દેખાવ

ધારણ કર્યો હતો; દિશાઓ એ ભયંકર સ્વરૂપ ગ્રહણ કર્યું હતું; કપી વૃંદો અનેક વૃક્ષો પર આમતેમ કુદકા મારી રહ્યા હતા; અને સમીર પ્રહાર વડે પાસપાસેના વૃક્ષોનું આપસ આપસમાં ઘર્ષણ થવાથી ફળ, ફુલ, અને પત્રો જમીન પર ખરી પડતા તેનો ભયપ્રદ ધ્વનિ ભયંકરતામાં વૃદ્ધિ કરી રહ્યો હતો. આવી વિકાળ વનભુમીની પણ દરકાર નહિ કરતા ભાનુમતિ અને પહાડસિંહે પોતાનું પ્રયાણ પુર જોશમાં શરૂ રાખ્યું. લગભગ વચગાળે આવતાં બન્ને અશ્વોનું સમસ્ત શરીર પરસેવાથી લદબદ થઇ રહ્યું. તેથી જરા વિશ્રાંતિની જરૂર જણાવાને લીધે એક વૃક્ષની સુંદર ઘટા નીચે તેઓ આવી પહોંચ્યા. અશ્વ પરથી નીચે ઉતરી લગામ બરાબર કાળજી પુર્વક હાથમાં ધરી રાખી એક પથ્થરની સિલા પર તેઓ આસન કરવા જાય છે તેવામાં એક મ્હોટો જબરો પથ્થર ધબ દઇને તેઓની પાસે એકદમ નજીકમાં આવી પડયો. સત્વર ભાનુમતિએ પહાડસિંહને સાવધ રહેવા સૂચવી જે દિશામાંથી પથ્થર આવ્યો હતો તે દિશા તરફ એક તમંચાનો અવાજ કર્યો અને ગુપ્ત ફાનસની સહાયતા વડે તેણે ચોમેર નજર કરી જોયું તો તેને જણાયું કે કોઇ ગુપ્તચર વન-વૃક્ષોની ગીચ ઝાડીમાંથી સંતાતો સંતાતો આગળ વધે છે. ભાનુ-મતિ એ ગર્જના કરી કહ્યુ કે–અરે ઓ જુલમી જાસુસ ! સંતાઇ જવાની તારી મહેનત હવે ફોકટ છે. કારણ કે મેં તને બરાબર જોઇ લીધો છે. આવ મ્હારી સામે અને તું કોણ છે ? શા માટે અહિં યા ફરે છે ? તેનો ખુલાસો કર. જો તું જરા પણ નાસવાનો પ્રયત્ન હવે કરીશ તો તું અવશ્ય મ્હારી આ રિવૉલ્વરનો ભોગ બનીશ. માટે સમયને ઓળખી સાવધ થા.

આ ગુપ્તચરની મુખમુદ્રા તદ્દન શ્યામ હતી; તેની ચળકતી રક્ત-વર્ણમય ઉભય ચક્ષુઓમાં વિકાળતાનો આવેશ ઓતપ્રોત થઇ રહ્યો હતો; મોઢામાંથી બહાર લટકી રહેલ જીભની ભયંકરતા કોઇ અલૌકીક હતી; માથા પરનાં કેસ લાંબા અને બન્ને ખભા પર વિખરાયેલા હતા; જમણી ભુજામાં એક મજબુત લોખંડની કડી વાળી લાકડી અને ડાબી ભુજામાં ત્રિશુળ હતું; અને મસ્તકથી માંડી તે છેક પગ સુધી તેણે કાળી કફની ધારણ કરેલી હતી. ભાનુમતિની ભયંકર ગર્જનાથી પોતે કાંઇક ભયમાં આવી પડયો છે એમ જાણી પોતાનાં અન્ય સોબતીઓને બોલાવવા માટે તેણે એક ભયંકર કીકીયારી કરી. સત્વર તેનાં જ જેવી ભયંકર દસ, વીસ વિકાળ મૂર્તિઓ ત્યાં હાજર થઇ. x કોઇનાં મુખનાં અંદર બકરાનું કલેવર રહી ગયું છે; કોઇની ગરદન મૃત પક્ષીયોના માળાને લઇ વિકાળ સ્વરૂપ ધારણ કરી રહી છે; કોઇ મનુષ્ય મૃત દેહનાં હાડપિંજરો હાથમાં લઇ તે વડે અનેક પ્રકારનું નૃત્ય કરી રહ્યા છે; કોઇ વીજળીની માફક અગ્નિનાં ભડકાઓ કરી વીચિત્ર ત્રાડો મારી રહ્યા છે; કોઇ તોપોનાં જેવા બુલંદ અવાજો વડે આ વન ભુમીને ગજાવી રહ્યા છે; અને કોઇ ઉભય બાહુઓનાં વિકાળ પંજાઓ વડે લોહી અને માંસનો વરસાદ વરસાવી રહ્યા છે.

આ જીવલેણ અકસ્માતથી ભાનુમતિ અને પહાડસિંહનું હૃદય જરા પણ ક્ષોભ પામ્યું નહીં, તરત જ તેઓ પોત પોતાનાં ગુપ્ત

---

x વાંચનાર આ વર્ણનથી તું ભુતાવળની કલ્પનામાં તણાઇ જઇશ નહિં. જગતમાંનાં અનેક સ્વાર્થાંધોની એ પોપલીલા છે જેનો ભેદ આગળ ઉપર ત્હારા જાણવામાં આવશે.

હથીયારો સાથે સજ થઈ અશ્વારૂઢ થયા. અને આ રાક્ષસી મંડળ સામે શૌર્યતા પુર્વક ધસારો કર્યો. ભાનુમતિ અને પહાડસિંહ એ અત્યારે સરલ સ્વભાવી આત્માઓ નથી; પણ એક ખિજવાએલ શૌર્ય પુર્ણ આત્માઓ છે. ક્રોધાનળથી તેઓની આંખો રક્તવર્ણ બની ગઇ છે; ભુજાઓમાં અદ્વિત્ય પરાક્રમ છે; અને શરીરની પ્રત્યેક નસોમાં ખરી વીરત્વ શક્તિનો સંપુર્ણ ઉદય થઇ રહ્યો છે. જોતજોતામાં રાક્ષસી મંડળ અને ભાનુમતીનું દ્વંદ યુદ્ધ શરૂ થયું.

પ્રિય વાંચક ! આ ઉભય પક્ષમાં વિજય શ્રી કોને વરમાળા આરોપેવા માટે તૈયાર છે તે જરા ભાવિના પડદા પાછળ રાખી તારા મનોવેગ રૂપિનાવને જરા સત્યવતિ નગરી તરફ જવા દે.

મધ્યરાત્રીને વખતે ભાનુમતિની ગુપ્ત ચર્ચા ને માત્ર બે કલાકનો સમય વિતી ગયો હતો; ત્રિય પહોરની શરૂઆત થઇ ચુકી હતી; પાછલી રાત્રીનો ચંદ્ર પુર બહારમાં પ્રકાશી રહ્યો હતો; રાજ બગિચાની નવપલ્લવિત રમ્યતાનો મનહર દેખાવ દષ્યમાન થઇ રહ્યે હતો; સહસ્ત્ર પ્રકારનાં પ્રફુલ્લીત પુષ્પો વિવીધ પ્રકારનું સ્મિત હાસ્ય કરી રહ્યા હતા; સીતળ સમીરની ખુશબોદાર લહેરીયોનું આવાગમન થઇ રહ્યું હતું; મહેલ સંરક્ષકો સુસજ્જિત શસ્ત્રો વડે આમથી તેમ પેરો ભરી રહ્યા હતા. અને રાજ મહેલની ઘંટા દેવડીની અંદર ત્રણ વાગ્યાનો નાદ થવાને માત્ર બેચાર મીનિટની વાર હતી તે વખતે કુમાર પ્રબળસિંહ પોતાનાં શયનગ્રહમાં એક છત્રી પલંગપર અર્ધ નિદ્રામાં આમથી તેમ આળોટી રહ્યો હતો. શાન્ત નિદ્રાનાં અભાવે તે જાગ્રત થયો અને ક્રમેક્રમે વિચારોની ગહન પ્રવૃતિમા તે સામેલ થવાથી વિચીત્ર ઉલ્કાપાતોને લીધે સમસ્ત નગરીની કરૂણાજનક દશા

તેની દૃષ્ટિ સન્મુખ તરી રહેવા લાગી. તેથી નગર ચર્યા જોવાને માટે સુસજ્જિત શસ્ત્રોની સાથ અંધેર પછેડો ઓઢી બે બહાદુર અંગરક્ષકોને સાથે લઇ તે પુર ભણી રવાનાં થયો. પોતાનો માનિતો અશ્વ મહીદાસ પણ સાથે જ હતો ઉભય અંગ રક્ષકો તે અશ્વને લઇ પ્રબળસિંહની પછવાડે પછવાડે લગભગ પચાસેક કદમ દુર ચાલ્યા આવતા હતા.

અદૃષ્ય બલાઓની ભયંકર કમકમાટીને લીધે સર્વ કોઇ પોતપોતાનાં નિવાસ સ્થાનમાં ભરાઈ રહેલ હોવાથી સર્વત્ર નિર્જનતાનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું હતું; લાંબી મુદત થયા ત્રાસને લીધે શાંત નિદ્રાનો લોપ થતા કેટલાંએક ગ્રહોમાંથી નાનાં પ્રકારનાં ધ્વનિઓ સંભળાઇ રહ્યા હતા; નાના બાલકો અને સ્ત્રી પુરૂષો ભર નિદ્રામાંથી જબકીને જાગી ઉઠતા તેના કરૂણાજનક વિલાપો કર્ણેદ્રિપર અથડાઇ રહ્યા હતા; કુદરતી હાજતો દુર કરવા માટે ગૃહદ્વાર ખોલવા જેટલી શક્તિનો પણ સાક્ષાત્કાર જવલેજ થઇ શકતો હોય એમ અનુમાન થઇ શકતું હતું; અને પહેરેગીરો પોતપોતાની દેવડી મધ્યે છુપાઈ રહેલ સ્થિતીમાં દૃષ્ટિગોચર થઈ રહેલ હતા; આ બધું દ્રષ્ય કુમાર પ્રબળસિંહ જોતો તપાસતો અને તેથી મનમાં કાંઇક ખેદીત થતો નગરની બહાર એક પુરાણી વાવ પાસે આવી પહેચ્યો.

ચોમેર તપાસ કરતા સામેથી કોઇ ઉભય વ્યક્તિ વાવની પાસે આવતી હોય તેમ તેને જણાયું તેથી યોગ્ય ચીકીત્સા માટે તે વાવનાં એક પિલોરની પછવાડે તે ગુપચુપ છુપાઇ ગયો. આવનાર વ્યક્તિઓ ત્વરાથી એકદમ પાસે આવી પહોંચી.

આવનાર ઉભય વ્યક્તિઓ કોઇ અલૌકીક હતી. બન્નેનો દે-

ખાવ અને પહેરવેશ એકજ સરખો હતો; તેમનાં કટીસ્થળ પરનો દરેક ભાગ જાનવરાકૃતિ અને નિચેનો ભાગ મનુષ્યાકૃતિ જેવો વિચીત્ર હતો; ઉર, ઉદર, અને સ્કંધ પ્રદેશપર આછા શ્યામ અને કેસરી રંગની રૂંવાટીનાં અનેક ગુચ્છો જામી રહ્યા હતા; ગરદન પર થઇ શીરપરના દરેક ભાગોપર તે રૂંવાટીએ પ્રબળ સત્તા જમાવી હતી; વિકાળ વરૂનાં જેવી મુખાકૃતિ, લાંબી નાસિકા, અને ભયપ્રદ ચક્ષુઓ ખરેખર અજાયબી ઉત્પન્ન કરાવે તેવા હતા; અણીદાર સિંગડાઓ, વાઘનખ જેવા ઉભય બાહુનાં તિક્ષણ પંજાઓ, અને બહાર નિકળી પડેલ ઝીણી દાતરડીનાં જેવાં અમુક શ્વેત દાંતોની ઉભય પંકતિઓ વિકાળતાને પ્રાપ્ત થઇ રહી હતી; ગરદનપર લીલા રંગનો પટો, જમણા હાથનાં કાંડાપર પંચવર્ણી રંગનાં થોડાએક લીરાઓ, અને કમરથી ગોઠણ સુધીનાં ભાગમાં આસમાની રંગની ચડી સિવાય અન્ય કાંઇપણ જેવામાં આવતું નહોતું. આવી ભયાનક વ્યકિતઓને જોઇ પ્રબળસિંહ અને તેનાં અંગરક્ષકો ઘડીવાર વિચારમાં પડયા અને આ વાવમાં ભુતાદિકનો વાસ છે એમ પૂર્વે લોકો પાસેથી સાંભળેલ હોવાથી તે વાત કાંઇક સત્ય છે એમ તેઓને લાગ્યું. પ્રબળસિંહ પ્રાણુનાં ભોગે વસ્તુતઃ ને જાણવાવાળો હોવાથી એવી અધુરી તપાસને પૂર્ણતાનું સ્વરૂપ આપવા તેનું હૃદય આનાકાની કરવા લાગ્યું. તેથી સુદૃઢ મનોબળ વડે સત્ય શું છે તે જેવા માટે ત્યાંને ત્યાંજ સ્થિર થઇને ઉભો રહ્યો. જેતજેતામાં આવનાર ઉભય વ્યકિતઓ આડા અવળું જોઇ સત્વર વાવમાં ઉતરવા લાગી. પ્રબળસિંહ પોતાનાં અંગરક્ષકોને ત્યાં જ સાવધ રહેવા સુચવી પોતે તે વ્યકિતઓની પાછળ પાછળ છુપી રીને વાવમાં ઉતર્યો.

અનેક વૃક્ષોની ગીચ ઝાડી વચ્ચે આ પુરાણી વાવનો કત્રીમ

દેખાવ કોઈ ભય પમાડે તેવો છે; તે ઘણી ઉંડી, વિશાળ, અને મજબુત દિવાલોથી સુરક્ષિત છે; તેનાં મુખપટ પર બન્ને બાજુએ કોઇ વિકાળ યક્ષ અને દેવીની ભયંકર પ્રતિમાઓ આવેલી છે; અનેક જાતના રાક્ષસી ચિત્રો ઉકત ભયંકરતામાં વધારો કરી રહ્યા છે; સર્પાકારે ગોઠવાએલ સેંકડો પગથીયાઓની ઉભય બાજુએ અનેક પ્રકારનાં અંકુરો ફુટીને નાના પ્રકારની લીલોતરી ઉગી નિકળી છે; અમુક અમુક પગથીયા મુકતા નાનાં પ્રકારના ચોક અને તે ચોકની ઉભય બાજુએ શિલ્પકળાથી અલંકૃત ગોખ વાળી સુંદર બેઠકો હયાતી ધરાવે છે; ધ્વનિમાં પ્રતિધ્વનિનું સંમેલન થવાથી કોઇ વીચિત્ર પ્રકારની ધ્રુજારીયો ઉત્પન્ન થાય છે; દેડક મહાશયો વિગેરે અનેક પ્રકારનાં જંતુઓનો મંદસ્વર ચોમેર પ્રસરી રહ્યો છે; અને કેટલાએક આગીયા પતંગીયા આમતેમ ઉડી રહ્યા છે.

ઉપર મુજબ નિહાળતો પ્રબળસિંહ આગળ જનાર ઉભય વ્યકિતઓની પાછળ બહુજ સાવચેતીથી આગળ વધ્યો. છેક પાણીની સપાટી નજીક એક નાનાં ચોકપર આ બન્ને વ્યકિતઓ જરા થોભી. પ્રબળસિંહ લાગ જોઇ સામેની દિવાલમાંથી અંકુર ફુટીને ઉગી નિકળેલ એક વૃક્ષની મજબુત ડાળ પર ચડી ગયો; અને તે વ્યકિઓની સામે એકી રસે જોઇ રહ્યો. વાવમાં છેક નીચેનો અને ઉંડાણવાળો ભાગ હોવાથી અંધકાર બે સુમાર ફેલાઇ રહ્યો હતો; છતાં પણ પ્રબળ શકિતવંત પ્રબળસિંહ પોતાની ધારણામાં નિરૂત્સાહી ન બન્યો. આ બન્ને વ્યક્તિઓએ કોઇ ગુપ્ત ભેદી શબ્દોનો ઉચ્ચાર કર્યો કે તરત સામેની દિવાલમાંથી એક ચોરસ પથ્થર ખસેડી કોઇ એક ત્રીજી વ્યક્તિ હાથમાં સળગતી મસાલ લઇ હાજર થઇ અને

આવનાર બન્ને વ્યક્તિઓને અંદર લઇ ગઇ. પ્રબળસિંહ સત્વર આ ગુપ્ત ભેદી દ્વાર પાસે આવ્યો અને ચુપકીથી અંદર દાખલ થઇ અહુજ સંભાળપુર્વક તેની પાછળ પાછળ ચાલ્યો.

આ બન્ને વ્યક્તિઓ લગભગ દશેક કદમ દૂર જતા એક પથ્થરની સિડી પર થઇ જરૂખા માર્ગે એક નાનો રૂમ વીતાથી કોઇ એક ગુપ્ત ભેદી ગુફા મધ્યેથી પસાર થતા એક વિશાળ ચોગાન મધ્યે કે જ્યાં આગળ પોતાની પરિચીત વ્યક્તિઓનું એક ટોળું પોતાની રાહ જોઇને બેસી રહ્યું હતું ત્યાં આગળ આવી પહોંચી. પ્રબળસિંહ પણ નિર્વીઘ્ને આંહી સુધી તો આવી પહોંચ્યો પણ હવે આગળ જવાનું ન હોવાથી શું બને છે ? તે જોવા માટે એક પથ્થરની ભાંગી ટુટી દીવાલ પાસે ચુપકીથી છુપાઇ રહ્યો.

પ્રિય વાંચક ! આ મંડળ એ કોઇ અદૃષ્ય વિદ્યા ધારક ભુતાવળ મંડળ નથી; પણ ભુતાવળનાં નામથી સમસ્ત નગરીમાં ત્રાસ ઉત્પન્ન કરનાર મનુષ્ય દેહધારી એક સ્વાર્થાંધ મંડળ છે. પ્રપંચ અને ખુશામતની મીઠી પણ ઝેરી સમશેર વડે સત્યનું ખુન કરનાર વિજયસિંહ અને નિતીસિંહ નામનાં રાજકર્માચારીયો મહારાજા સત્યપ્રિયને પોતાનો એક નૃત્યકાર બનાવી પ્રજાવર્ગમાં કેવો ત્રાસ વર્તાવી રહ્યા છે તેનો કિંચીત આભાસ અગાઉ આપણી દૃષ્ટિ સનમુખ આવી ગએલ હોવાથી આ સ્થળે વધુ પિષ્ટ પેસણ કરવા આપણે થોભીશું નહિં. ખટપટની મલીન અને કાળી ભુમીમાં વિવીધ પ્રકારની લોલુપતાનાં બીજનું આરોપણ થતા તે પર દુષ્ટવૃત્તિની વારી ધારાનું ક્રમેક્રમે સિંચન થવાથી ઉક્ત બીજની વૃદ્ધિ થાય એ સ્વાભાવિક છે. વિજયસિંહ અને નિતીસિંહની લોલુપતાનો પાર રહ્યો નહોતો. અ-

ન્યાય અને અનિતીથી રાજ્ય ભંડારો ખાલી કર્યા ઉપરાંત અનેક નિરાધાર શ્રીમંત કુટુંબોને લુંટી અખૂટ લક્ષ્મીનાં માલીકો બન્યા છતાં પણ હજી સુધી તેઓની તૃષ્ણાં શાંત થઇ નહોતી. આ અશાંત તૃષ્ણાએ રાજા સત્યપ્રિય અને કુમાર પ્રબળસિંહનું નિકંદન કાઢી રાજ્ય લગામ હસ્તગત કરવાનાં વિચારોને જન્મ આપ્યો હતો. એક તરફથી લડાયક સૈન્યમાંની દરેક ટુકડીનાં અફસરોનો વિશ્વાસ મેળવવા માટે, અને બીજી તરફથી ભાનુમતિ અને પ્રબળસિંહને કાઇપણ યુક્તિ વડે સત્યપ્રિયથી જુદા પાડવા માટેની ગુપ્ત તૈયારીયો ધમધોકાર ચાલવા લાગી હતી. પચીસ હજારનું લશ્કર સો અફસરોનાં હાથ નિચે સરખે ભાગે વહેંચાએલું હતું. આ દરેક અફસરો પર અધિપત્યપણું નીતિસિંહનું હતું. વિજયસિંહ દીવાનનાં પદ ઉપર હતો. વિજયસિંહ અને નિતીસિંહને મૈત્રી ભાવ હોવાથી તે બન્નેને દરેક અફસરો સાથે ગાઢ સબંધ બંધાયો હતો; કેમકે તેઓની સારી નરસી દરેક ઇચ્છાઓનું ત્રપ્ત સ્થાન વિજયસિંહ અને નિતીસિંહ સિવાય અન્ય કોઇ હતું નહિં. અફસરોનો સંપુર્ણ વિશ્વાસ મેળવ્યા બાદ તેઓએ પોતાનાં ધારેલ કાર્યની પુર્ણાહુતી માટે એક વિચીત્ર યુક્તિ શોધી કાઢી હતી. તેઓ બન્ને સારી રીતે જાણુતા હતા કે ચોમેર જુદા જુદા પ્રકારનાં વ્હેમોનું સામ્રાજ્ય સ્થપાય રહ્યું છે. ભુત, પ્રેતાદિનાં નામથી લોકો ભીરૂ બની પોતાની પ્રબળ શક્તિનો નાશ કરે છે; તેથી પ્રજાબળનાં સદંતર નાશ માટે અફસરોની સહાનુભુતી મેળવી તેઓએ એક ક્રત્રીમ ભુતાવળ મંડળ તૈયાર કર્યું હતું. મલિન વિદ્યામાં પ્રવીણ, બાહોસ, અને ખેલાડી સો એક માણુસોની ત્યાં ભરતી કરવામાં આવી હતી. આ ગુપ્ત કાર્યની કોઇને પણ ખબર ન પડે તેને માટે બરાબર કાળજી રાખવામાં આવતી હતી. અનેક ગુપ્ત સ્થાનોમાં તેઓ ને યોગ્ય તાલીમ

માટે પુરતી મહેનત લેવામાં આવતી હતી. અફસરો પણ તેઓની સાથે સામેલ થઇ અનેક ગુપ્ત અને મલિન વિદ્યાનું કામ ધમધોકાર ચલાવી રહ્યા હતા. બરાબર યોગ્ય તાલીમની સાથે કાર્યની સંગીનતા જ્યારે વિજયસિંહ અને નિતીસિંહનાં જાણવામાં આવી ત્યારે કોઇએ ભુતનાં નામથી તો કોઇએ પલીતનાં નામથી; કોઇએ પિસાચનાં નામથી તો કોઇએ યક્ષનાં નામથી; કોઇએ જનનાં નામથી ! તો કોઇએ મામાનાં નામથી; કોઇએ ડાકણીનાં નામથી તો કોઇએ ચુડેલનાં નામથી; અને કોઇએ વ્યંતરીનાં નામથી તો કોઇએ સાકણીનાં નામથી લોકોને બીવરાવી ભયભિત કરવાનું કામ માથે લીધું હતું.

અગ્નિનાં ભડકાઓ માટે રાળનો ઉપયોગ; લોહીની ધારાઓ માટે પોથીનાં રંગનો ઉપયોગ; લીંબુમાં રક્ત દેખાવ માટે રતનજોત પુષ્પનાં રસનો ઉપયોગ; નૃત્યમય હાડપિંજરનાં કૃત્રીમ દેખાવ માટે દોરી સંચાનો ઉપયોગ; ભયાનક વેશને વધારે ભયપ્રદ બનાવવા માટે ગુપ્ત વિદ્યાનો ઉપયોગ; તોપનાં જેવા અદૃષ્ય બુલંદ અવાજો માટે અમુક વસ્તુનાં ધાંણુનો ઉપયોગ; ભિષણ અંધકારમાં અગ્નિનાં તણખાઓનો દેખાવ આપવા માટે ચકમકનો ઉપયોગ; ભિન્ન ભિન્ન પ્રકારની ગર્જનાઓ માટે અમુક જાતનાં સ્વરોની મેલવણીનો ઉપયોગ; અદૃષ્યપણે મૃત મનુષ્યનાં શારિરીક અવયવો પૃથ્વિપટ પર ફેંકવા માટે અમુક કળાનો ઉપયોગ; વિકાળ જાનવરોનાં ભયાનક દેખાવ માટે ચર્મ અને મોરાનો ઉપયોગ; ખુણાં ખાંચરાઓમાં છુપાઇ રહી ભુતાવળનો ચિત્કારમય ધ્વનિ પ્રગટ કરવા માટે યોગ્ય સાધનનો ઉપયોગ; કિલાપરનાં અમુક ભાગ પર દૃષ્ય અદૃષ્યનું વિચીત્ર નૃત્ય કરવા માટે નજર ચુકની ક્રિયાનો ઉપયોગ; વૃક્ષોમાં છુપાઇ

નાનાં પ્રકારનાં ધ્વનિઓનો કોલાહોલ મચાવવા માટે અમુક જડ પદાર્થનો ઉપયોગ; નદિ, નાળા, અને ગુફાઓમાં રહી પથરા ફેંકવા માટે ગુપ્ત શક્તિનો ઉપયોગ; અને અંતરીક્ષથી માંસનાં લોચાઓને પૃથ્વિનું આલિંગન આપવા માટે પડસુદીનાં ભુવાઓને પોથીનાં રંગમાં બીંજવવાનો ઉપયોગ એમ અનેક પ્રકારે તેઓ વ્હેમને પુષ્ટિકારક પ્રવૃત્તિનું સેવન કરી રહ્યા હતા. સમસ્ત નગરીમાં ત્રાસ ત્રાસ સિવાય અન્ય કાંઈપણ જોવામાં આવતું નહોતું. વિષય વાસનાની તૃપ્તિ માટે તેઓ અનેક સુંદર સ્ત્રીઓનું હરણ કરી રહ્યા હતા. રાજા સત્યપ્રિય પણ આ વ્હેમમાં ફસાએલો હોવાથી પ્રજાનું દુઃખ દુર કરવા માટે જેવો જોઇએ તેવો રાજ્ય તરફથી મહાન ભગીરથ પ્રયત્ન સેવવામાં આવતો નહોતો. તેથી વિજયસિંહ અને નિતીસિંહ તથા લડાયક દરેક અગ્રેસરો અને ભુતાવળ મંડળની દરેક વ્યક્તિઓ નિશંક પણે ચોમેર મનગમતો જુલમ વરતાવી રહ્યા હતા. આજે ભયંકર પુરાણી વાવની એક ગુપ્ત જગ્યાએ પ્રબળસિંહનાં જોવામાં જે મંડળ આવ્યું છે તે બીજું કોઈ નહિં પણ ઉપરોક્ત 'ભુતાવળ મંડળ' ની અમુક વ્યક્તિઓ જ હતી! અને ગુપ્ત જગ્યામાં પ્રવેશ કરનાર બે વ્યક્તિઓ તે બીજી કોઇ નહિં પણ વિજયસિંહ અને નિતીસિંહ હતા.

ઉક્ત ગુપ્ત સ્થાને એક પત્થરની ભાંગી તુટી દિવાલ પાસે ચુપકીથી છુપાઇ રહેલ પ્રબળસિંહ હવે શું બને છે તે જોવા માટે સામેનાં મંડળ તરફ એક દ્દષ્ટિથી નિહાળી રહ્યો. તે એવા સ્થાને છુપાયો હતો કે દરેક પ્રકારની વાતચીતનો ધ્વનિ તેની કર્ણેદ્રિપર અથડાઇ શકે તેમ હતું.

મંડળનાં સર્વ મનુષ્યો આવનાર પોતાનાં ઉભય અધિપતીયોને

જોઇ આનંદ પામ્યા. અને તેઓનું યોગ્ય માન જાળવી 'આજને માટે નવું શું બનવા પામ્યું છે'! તે જાણવા માટેની આતુરતા પ્રદર્શિત કરવા લાગ્યા. આ બન્ને વિકાળ વ્યક્તિઓએ પોતાનો કત્રીમ વેશ બદલી મુળ સ્વરૂપમાં મંડળની વચ્ચે એક પથ્થરની સીલાપર આસન લીધું. પ્રબળસિંહની ખાત્રી થઇ કે આ ભયંકર વેશધારી વ્યકિતઓ તે બીજું કોઇ નહિં પણ વિજયસિંહ અને નિતીસિંહ જ છે. આથી તેનું યૂવાન વિરત્વ લોહી તપી આવ્યું. પરંતુ પોતાની જીંદગી જોખમમાં હોવાથી કોઇપણ જાતનું સાહસ ન ખેડતા હવે પછી શું બને છે તે જોવા માટે આતુર થયો.

વિજયસિંહે જણાવ્યું:—" દોસ્તો ! આજે તમારી ગુપ્ત વિદ્યાની ખરી કસોટીનો સમય આવી પહોંચ્યો છે. અત્યાર સુધીનાં તમારા દરેક કાર્યો મહાન યશસ્વી અને ફળદાઇ નિવડેલા હોવાથી આજનું જોખમ ભરેલું કાર્ય હું તમ્હારા હાથમાં સોંપવા માગુ છું. અને તે એ છે કે રાજમહેલમાંથી વિમળા અને સરલા નામની ઉભય રાજકોમારીકાઓને બળાત્કારે ઉડાવી અહિંથી દૂર આપણા **પિશાચભુવન** નામનાં ગુપ્ત સ્થળમાં ત્હેને કેદ કરવાની છે. તમો જાણીને ખુશી થશો કે મહારાણી ભાનુમતિ ભુતાવળની ગુપ્ત તપાસ માટે નિકળી પડેલ છે. અને તે 'કાલીઘાટ' નામની ભયંકર ઝાડીમાં આપણાં બહાદુર માણસોનાં હાથ નિચે સપડાએલ છે. કુમાર પ્રબળસિંહ પણ નગરચર્ચા જોવા માટે મહેલની બ્હાર એકાદ માઇલ દુર નિકળી ચુકેલ છે; એટલે ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી. તમો જાણો છો કે મહારાજા સત્યપ્રિયનું વ્હેમી હૃદય ભુતાદિકનાં ભય વડે આચ્છાદિત થએલું છે એટલે તેમનાં તરફથી પણ કોઇપણ

જાતનો ઉપદ્રવ થવા વકી નથી. ”

નિતીસિંહે કહ્યું:—" બહાદુરો! ભાનુમતિ અને પ્રબળસિંહની ગુપ્ત માહેતી આપણા ગુપ્ત ચાર માર્ફત આપણે મેળવી શક્યા છીએ; એટલે તેમાં જરાપણ શંકા રાખવાનું કંઇપણ કારણ નથી. છતાં પણ અનાયાસે કોઇપણ અણધારેલો સંજોગ આવી પહોંચે તો તેનાં નિવારણ માટે આપણે આપણાં બસો માણસોને જુદા જુદા કત્રીમ વેશમાં સુશસ્ત્રોથી સજીત કરી મહેલને ફરતા ગુપ્ત રીતે તૈયાર રાખેલા છે. કુમાર પ્રબળસિંહની પછવાડે કેટલાએક મારાઓ રવાનાં કરી દીધા છે એટલે તે ચીરકાળ નિદ્રાને આધીન થશે એ નિર્વીવાદ છે. પહેરેગીરોને મહાત કરવાનું કાર્ય 'પતિતસિંહે' માથે લીધું છે, એટલે કોઇપણ જાતની હવે હરકત રહી નથી. ઉક્ત મહાન કાર્યની સમાપ્તિ બાદ જરૂર પ્રાતઃકાળમાં મહારાજા સત્યપ્રિયને આપણે કેદ કરી શકીશું; અને રાજ્યલગામ હસ્તગત કરી ઇચ્છાનુસાર વર્તન ગુજારીશું. આ વખતે યોગ્ય કાર્યની યોગ્ય કદર પણ કરવામાં આવશે; માટે સર્વ ભાઇયો પોતપોતાની પ્રબળ શક્તિનો સંપુર્ણ ઉપયોગ કરશે એવી હું આશા રાખું છું. ”

મંડળે પોતાનાં વિચારો જાહેર કર્યા:—" ના. સરદારો! આજ સુધીમાં તમોએ અમારૂં બહૂજ સારીરીતે પ્રતિપાલન કરેલું હોવાથી; એટલુંજ નહિં પરંતુ ઇચ્છાનુસાર દરેક વસ્તુઓ પુરી પાડવા માટે અમારા સારૂ બહૂજ જહેમત ઉઠાવેલ હોવાથી અમો સર્વ આપનાં હુકમને આધીન છીએ. જીંદગીનાં જોખમે પણ ઉક્ત કાર્ય કરી આપવા માટે અમો તૈયાર છીએ, માત્ર આજ્ઞાનીજ જરૂર છે. ”

પ્રબળસિંહના શોકનો પાર રહ્યો નહિં. અચાનક રાજકુટુંબ

પર આવી પડેલ આફત માટે તેનું પ્રેમાળ હૃદય દ્રવવા લાગ્યું. એક બાજુ ભાનુમતિની ભયાનક સ્થિતી તો બીજી બાજુ પોતાના પર ઝુઝમી રહેલો ભય; ત્રીજી બાજુ સ્વ ભગિનીયોનાં હરણની તૈયારી તો ચોથી બાજુ મહારાજા સત્યાશ્રયનાં રાજ્ય વહિવટનો અંતીમ સમય આથી તે નાસીપાસ થયો. રાજ્યદ્રોહી વિજયસિંહ અને નિતીસિંહના ખટપટી કારસ્થાનો આટલી હદે પહોંચશે એમ સ્વપ્ને પણ તેના ખ્યાલમાં નહોતું. પણ હવે શું થાય ? સાહસ ખેડવા જતાં વિજયની આશા નિરાશાનાં રૂપમા ફેરવાઇ ગએલ હોવાથી દૈવ પર ભરૂસો રાખી જે બને તે સહન કરવું તે સિવાય છુટકો નહોતો. આખર જ્યારે વિજયસિંહ અને નિતીસિંહ તેમજ મંડળનાં સર્વ મનુષ્યો ભુત પ્રેતાદિને લગતો પોતપોતાનો કૃત્રીમ વેશ ધારણ કરવાની તૈયારીમાં ગુંથાયા ત્યારે આ કીમતી તકનો લાભ લઈ પ્રબળસિંહ ત્યાંથી ઘણીજ સાવચેતી પુર્વક આવેલા રસ્તેથી પસાર થઈ વાવની બહાર જ્યાં પોતાનાં અંગ રક્ષકો હાજર હતા ત્યાં આવી પહોંચ્યો. સર્વ પાસેનાં કોઇ ગુપ્ત સ્થાને છુપાઇ ગયા. તેવામાં વિજયસિંહ અને નિતીસિંહ પોતાનાં માણસો સહિત ભયાનક વેશે અનેક ભયપ્રદ ચાળાઓ કરતા વાવમાંથી બહાર નિકળી રાજમહેલ તરફ રવાનાં થયા. આ ભુતાદિકને લગતો ભયાનક દેખાવ જોઇને પ્રબળસિંહનાં અંગરક્ષકો જરા ભય પામ્યા પરંતુ જ્યારે પ્રબળસિંહે તેને સર્વ હકીકતથી વાકેફ કર્યા ત્યારે તેનાં આશ્ચર્યનો પાર રહ્યો નહિં.

રાજકુટુંબનાં બચાવ માટે અચાનક કોઇ ગુપ્ત સ્થળનું સ્મરણ થતાં પ્રબળસિંહ પોતાનાં અંગરક્ષકોને થોડે દુર એક ડુંગરી ધારની ખીણ વચ્ચે શસ્ત્રાદિકથી અલંકૃત ત્રણ અશ્વો સત્વર હાજર કરવાનું

સૂચવી પોતે તે ધારની ખીણુ વચ્ચે આવી પહોંચ્યો. અહિંયાં એક વિશાળ ભુતીયો વડ હતો. અને વડથી નીચે ખેતલીયાની એક નાની દેરી હતી. ખેતલીયાની શ્રદ્ધા લોકોમાં વિશેષ હોવાથી ત્યાં નાળીએરની કાચલીયો વિગેરેનો એક મ્હોટો ઢગલો થએલ હતો. દેરીની અંદર સર્પાકારે સિંદુર વિગેરેથી અલંકૃત થએલ પથ્થરની નાના પ્રકારની પ્રતિમાઓ આવેલી હતી. અને તેના એક ખુણામાં વર્તુલાકારે ઘણુંજ ઉંડુ અને પહોળું એક મ્હોટું ભોણુ હતું જેમાં ખેતલીયાની માનતા એ આવનાર યાત્રાળુઓ વિગેરે મનમાનતું દુધ રેડતા હતા. પુષ્કળ દુધ રેડવા છતાં પણ તે ભોણુ નહિં ભરાતું હોવાથી અજ્ઞાન મનુષ્યો એને ખેતલીઆનો ચમત્કાર માની પુનઃ પુનઃ સ્વલાલસાઓને પહોંચી વળવા માટે નવી નવી માનતાઓ કરી રહ્યા હતા. પુજારી તેઓ પાસેથી મનમાનતા પૈસા કઢાવી ખેતલીયાનાં ચમત્કાર વિષેની અનેક દંત કથાઓ સંભળાવતો. આ ભુતીયા વડની પાસે ખેતલીયાની દેરી આગળ રાત્રીએ જનાર કોઇ બી મનુષ્ય સહી સલામત પાછો આવી શકતો નથી એવી લોક વાયકા હોવાથી અત્યારે રાત્રીના વખતે કોઇનો પણ પગ સંચાર થવા પામે તેમ નથી એમ જાણી પ્રબળસિંહ દેરીનાં નાનાં ઓટલાનાં એક પગથીયાપર સ્વ હસ્તમાં અશ્વ લગામ પકડી રાખી પોતાનાં અંગરક્ષકોની રાહ જોતો જરા વિશ્રાંતિ લેવા બેઠો જોતજોતામાં અંગ રક્ષકો સર્વ સામગ્રી સહીત આવી પહોંચ્યા. પ્રબળસિંહ ઘણોજ ખુશી થયો અને આસપાસ બહુજ બારીકીથી તપાસ કર્યા બાદ દરેક અશ્વોને વડનાં થડની સાથે બાંધી ત્રણે જણુ દેરીનાં ગર્ભાકારમાં આવી પહોંચ્યા. ચંદ્ર પ્રકાશનાં અમુક કીર્ણો ત્યાં પડતા હોવાથી જે ખુણામાં દુધ રેડવાનું

ભોણુ હતું તે ભોણુમાં કોઇએક હથીઆર ભરાવી ત્રણે જણાએ જરા યુક્તિપુર્વક બળ વાપરી તેને ખેંચ્યું કે તરતજ એક મ્હોટી પથ્થરની સિલા ઉખડી પડી અને ભોંયરાનો ગુપ્ત ભાગ દેખાઈ આવ્યો.

પ્રબળસિંહે અંગ રક્ષકોને જણાવ્યું કે–" રાજકુટુંબને બચાવવા માટેનો આ એક જ રસ્તો છે. આ એક ગુપ્ત માર્ગ છે; અને તે રાજમહેલની નીચેનો એક રૂમ કે જે રાજકુમારીકાઓનાં શયન ગ્રહ માટે પસંદ કરાએલો છે તે રૂમનાં એક ખુણા સુધી જઈ પહોંચેલો છે. માત્ર એક જ સિલાનો અંતરપટ પાદ પ્રહારથી દુર થતા તે રૂમમાં જવાનો માર્ગ ખુલ્લો થાય છે વિગેરે સર્વ બીનાથી વાકેફ કર્યા બાદ તેઓને અહિંયા જ બરોબર સાવચેતીથી રહેવાનું સુચવી પોતે ત્યાં જવા માટે તત્પર થયો. સેવા પ્રેમી અંગ રક્ષકોએ તેને રોક્યો; અને જણાવ્યું કે આપે જાતે આ સાહસ ખેડવાની જરૂર નથી. અમો પોતે જ તે કાર્ય બજાવીશું એમ કહી સત્વર ભોંયરાનાં ભૂમીગ્રહમાં તેણે પ્રવેશ કર્યો. ગુપ્ત ફાનસની સહાયતા વડે એક પથ્થરની નાની સીડી પરથી પસાર થઇ એક સાંકડી ગલી જેવા માર્ગમાં તેઓનું પ્રયાણ શરૂ થયું. અહિંયા ગુફાની બહાર ભુતીયા વડની પાસે પ્રબળસિંહ બરાબર સાવધાન પૂર્વક આમથી તેમ આંટા મારવા લાગ્યો. તેવામાં જુજ વખત વિત્યાબાદ દુશ્મનોનાં વીસ પચીસ હથીઆરબંધ માણસોએ આવી તેને ઘેરી લીધો. પ્રબળસિંહ ની વિરત્વ શક્તિ આ અન્યાય સહન કરી શકી નહિં. તરત જ દ્વંદ યુદ્ધ શરૂ થયું, દુશ્મનોએ પ્રબળસિંહ પર ભયંકર આક્રમણ શરૂ કર્યું. પ્રબળસિંહ પણ ખડગ યુદ્ધ વડે દુશ્મનોની કાપણી કરવા લાગ્યો. પોતાનાં પર અનેક ધા પડયા છતાં તેનું શૌર્ય બળ દુશ્મનો

ને મહાત કરે તેવું હતું પરંતુ અનેકની સાથે એક કેટલો વખત ટકી શકે ? આખર પ્રબળસિંહ દુશ્મનોનાં હાથમાં સપડાયો. અત્યારનો વિજય એ ખેતલીયાની અદ્‌ભુત સમત્કૃતીનો પ્રભાવ છે એમ માની દુશ્મનોએ તેનાં બળીદાન માટે પ્રબળસિંહને ખેતલીયા સન્મુખ ઘુંટણી ઘુંટણીયાભર બેસાડી જેવો તેના પર વાર કરવા જાય છે તેવામાં'ખબરદાર' એ નામનાં ધ્વનિની સાથે કોઇ એક દિવ્ય આકૃતિ ત્યાં ખડી થઇ.

પ્રિય વાંચક ! પ્રબળસિંહને દુશ્મનોની ઘાતકી વર્તણુક અને દૈવિ આકૃતિનાં સહાયક હ્નતા વચ્ચે રાખી રાજમહેલમાંની ઉભય રાજકૌમારીકાઓ અને મહારાજા સત્ય પ્રિયનાં ભવિષ્ય તરફ હવે તારી જીજ્ઞાસુ બુદ્ધિનાં વારી પ્રવાહમાં મનોવેગ રૂપી નાવને વહેતું રૂક.

ભાનુમતિની ગુપ્ત ચર્યા બાદ પ્રબળસિંહની નગર ચર્ચા માટેની રવાનગીને માત્ર ત્રણ કલાકનો વખત વિતી ગયો હતો; ચતુર્થ પહોરની શરૂઆત થઇ ચુકી હતી; ચંદ્રરોશનીનો અપૂર્વ ચળકાટ છવાઇ રહ્યો હતો; વિકશ્વર બાગચાની નવપલ્લવિતતા એ મહા મનોહર મય સ્વર્ગિયતા ધારણ કરી હતી; મહેલ સંરક્ષકો સાવધાની પુર્વક પોતાની બંદુકોને સ્કંધ ભાગે રાખી પેરો ભરી રહ્યા હતા, અને ચાર વાગાનો ધ્વની થવાને માત્ર પાંચ સાત મીનિટની વાર હતી. તે વખતે વિમળા અને સરલા નામની રાજકૌમારીકાઓ પોત પોતાનાં છત્રી પલંગ પર પાસેની એક નાની બારીમાં શીરો ભાગને ગોઠવી નભોમંડળની વિચીત્રતાનું અવલોકન કરી રહી હતી. તેવામાં એકાએક સામેનાં આમ્રવૃક્ષ પરથી કેટલાએક અગ્નિનાં તણખાઓ

નિચે ખરતા તેઓની દૃષ્ટિએ પડયા. અકસ્માત આ શું થયું ? એ વિચારે તેનાં હૃદય સ્થાનમાં પ્રવેશ કર્યો. સત્ય શું છે તે જોવા માટે તેનું હૃદય ઉત્સુક થયું. સત્વર તેણે પોતાનાં ખાસ પહેરેગીરને અવાજ કર્યો, પરંતુ ધ્વનો સામે પ્રતિધ્વની થયો નહિં. આથી તેઓને જણાયું કે ભુતાદિકનાં નામે ચાલુ પવનથી આ દેખાવને ચમત્કાર રૂપે માની તે હતાસ થયો હશે. તેથી અમુક શસ્ત્રો ધારણ કરી વિરત્વાવેશમાં તેણે બહાર પ્રવેશ કર્યો, તપાસતા જણાયું કે મહેલ સંરક્ષક દરેક પહેરેગીરોનાં હૃદયમાં ભયનો સંચાર થયો છે; અને પ્રાણ બચાવવાની મહાન આશામાં થરથરતા ગાત્રે તેઓ નામર્દ બન્યા છે. બન્ને કૌમારીકાઓ સાનંદાશ્ચર્યની સાથે જરા આગળ વધી અને આમ્રવૃક્ષની છેક નજીક આવી પહોંચી. તેવામાં ચોમેર નાના પ્રકારનાં અગ્નિનાં ભડકાઓ, ભયંકર કિકીયારીયોનો કાંઇક મંદમંદ ધ્વનિ, અને કવચિત્ કવચિત્ તોપનાં જેવા બુલંદ અવાજો પ્રસરી રહેવા લાગ્યા. કેટલીએક ભયાનક આકૃતિઓ તેની દૃષ્ટિએ પડી; અને અનેક વિચીત્ર આકૃતિ વાળા ગુમચરોનો ખડખડાટ તેઓની કર્ણેંદ્રિ પર અથડાયો. વ્હેમ એ નામની વસ્તુને તેણે તિલાંજલી આપેલ હોવાથી તેઓનું સુદૃઢ મનોબળ ભીરૂતાનાં પાસથી અલગ રહે એસ્વાભાવિક છે; પરંતુ પ્રપંચી આત્માઓનું પરિબળ વિશેષ હોવાથી સાહસ નહિં ખેડતા સત્વર તેઓએ ચુપકીથી મહેલમાં પ્રવેશ કર્યો. તમામ બારી બારણાં બંધ કરી દીધા; અને પોતાની '**ચામણી**' અને '**નલિની**' નામની બન્ને દાસીયોને જાગ્રત કરી સર્વ બીનાથી વાકેફ કર્યા બાદ સાવધ રહેવા માટે સૂચના કરી દીધી. દેવી ભાનુમતિ, કુમાર પ્રબળસિંહ, અને મહારાજા સત્યપ્રિયને

આ અકસ્માતથી જાણીતા કરવા માટેનું જોખમ ભરેલું કાર્ય દાસીયોએ પોતાનાં શિર પર ઉપાડી લીધું. ભુમિ ગ્રહમાંનાં કોઇ ગુપ્ત માર્ગે થઇ તેઓ ભાનુમતિ અને પ્રબળસિંહનાં રૂમમાં આવી પહોચી; પરંતુ તેઓને ત્યાં નહિં જોતાં છેવટે મહારાજાનાં રૂમમાં દાખલ થઇ જુએ છે તો સત્યપ્રિય પોતાનાં મનહર છત્રીપલંગ પર કાંઇક અર્ધનિદ્રામાં આળોટી રહ્યો છે. સત્વર નિર્ભયતાનાં ગુણને અવલંબી દાસીયોએ તેને જાગ્રત કર્યો અને સર્વ હકીકત નિવેદન કરી. સત્યપ્રિય એ મહા પરાક્રમી અને પ્રચંદ શક્તિધારક એક વિર યોદ્ધો હોવા છતાં પણ તેની પ્રત્યેક નસોનાં શ્રોણીત પ્રવાહમાં ભુતાદિકનાં ભયનો સંપુર્ણ આવેશ ઓતપ્રોત થઇ રહેલ હોવાથી એક મેંઢાનાં પરાક્રમને પણ લજ્જાસ્પદ બનાવે એવો તે નામર્દ થઇ ગયો હતો. અકસ્માત આવા માઠા સમાચાર તેની કર્ણેંદ્રિ પર અથડાતા તેનાં શોકનો પાર રહ્યો નહિં. જરૂર ભુતાદિક રાક્ષસોએ

તેઓનો ભક્ષ કર્યો હશે એ વિચારે તેનું હૃદય સ્થાન ભેદાવા લાગ્યું. દાસીયોએ યોગ્ય આશ્વાસનની સાથે સમયને ઓળખી ચાલુ વિટંબનામાંથી નિર્વીઘ્ને પસાર થવા માટે કર્તવ્ય સૂચક દલીલો રજુ કરી એટલું જ નહિં પરંતુ સ્વ વિરત્વ શક્તિનો જ્વલંત પ્રભાવ દુશ્મનોને બતાવી આપવા માટે જરા ભાર દઇને કહ્યું પરંતુ આખરે નિરૂપાય દાસીયો તરત જ રાજકૌમારીકાઓ પાસે આવી સર્વ બીનાથી વાકેફ કર્યા બાદ ભાનુમતિ અને પ્રબળસિંહનાં અચાનક ગુમ થયાનાં સમાચાર તેઓની પાસે જાહેર કર્યા. આથી તેઓને એક મહાન દુઃખ પેદા થયું.

ભુતાદિકનાં બાનાં નિચે ઘોર અત્યાચારથી સત્યનું ખુન કરનાર

નરપિસાચો માં ના અમુક પિસાચોનું એક ભયાનક વેશધારી ટોળું છેક મહેલની પાસે પોતાના શયનગ્રહની એક દિવાલ નજીક આવી પહોંચ્યું છે એમ જાણી ઉભય રાજકોમારીકાઓ કિંચીત માત્ર પણ ભય ન પામતાં ચંદીકા સ્વરુપે અનેક શસ્ત્ર પ્રહારથી તેનું સ્વાગત કરવા માટેની રાહ જોવા લાગી. શૌર્યપુર્ણ નિમકહલાલ દાસીયો એ પણ પોતાની વિરત્વ શક્તિનો પ્રબળ પ્રભાવ બતાવી આપવા માટે કમર કસી. મહેલ સંરક્ષક માટેનો દારૂગોળો હાલમાં કયાં રહે છે તે દાસીયોનાં ધ્યાન બહાર નહોતું. સત્વર વીજળીની ઝડપે એક ગુપ્ત ભુમીગ્રહમાં તેણે પ્રવેશ કર્યો; અને જોતજોતામાં તો પુષ્કળ દારૂગોળો હાથ કરી તેઓ પાછી અત્રે આવી પહોંચી. ઉક્ત શયનગ્રહમાંનાં સાત આઠ નાનાં પ્રકારનાં ગુપ્ત ગોખો દ્વારા એ દુસ્મનો ઉપર એવો તો દારૂગોળાનો આ ચતુર્થ દેવીઓ એ બહાદુરીથી મારો ચલાવ્યો કે કેટલાએક નરપિ-સાચોનું રક્ત બળીદાન આ નરયજ્ઞમાં હોમાવા લાગ્યું. દુશ્મનોએ પણ પોતાનું અતુલ સામર્થ બળ પુરજોશ માં એવું તો પ્રકાસ્યું કે વિજયમાળા કોના પક્ષમાં આરોપાશે તે નક્કી કરવું મુસ્કેલ થઇ પડયું. આ તુમુલ યુદ્ધનાં ભયંકર નાદથી સમસ્ત ભૂમી કંપાયમાન થવા લાગી; અને નગર જનોમાં મ્હોટો કોલાહોલ મચી રહ્યો. કોઇ પણ સ્મર્થ વ્યક્તિ રાજ કોમારીકાઓની મદદે આવી ન પહોંચે તેને માટે દુસ્મનો તરફથી સંપુર્ણ કાળજી રાખવામાં આવતી. સેંકડોની સંખ્યામાં કૃતીમ વેશધારી નર પિસાચોને બગીચાની આસપાસ ગોઠવી અનેક ચમત્કારોથી સર્વત્ર ભયનો સંચાર થવા પામે એવી યોજના તેઓએ હાથ ધરી.

શુરવીર બાળાઓની યુક્તિ પ્રયુક્તિ નાં અનેક પ્રહારો વડે

દુશ્મનોનાં શીર ધડથી જુદા થતા જોઇ સત્યપ્રિયના હૃદય પ્રદેશમાં કાંઇક વીરત્વ શક્તિનો આવિર્ભાવ ઉત્પન્ન થવા લાગ્યો. અને તેથી રાજ કોમારીકાઓની મદદે આવી પહોંચવા જેવો તૈયાર થાય છે તેવો જ એક ભયાનક રાક્ષસી દેખાવ તેની નજરે પડયો; તેથી તે અચકાયો અને આગળ વધી શક્યો નહિં.

ચતુર્થ દેવીયો પૂર્ણ શૌર્યથી પોતાનું યુદ્ધ કાર્ય પ્રસંસનીય રીતે બજાવી રહેલ છે તેવામાં અચાનક છુપી રીતે એક દર્જન વિચીત્રવેશ ધારી નર પિશાચો તે રૂમમાં દાખલ થયા. અને ચુપકીથી આ બંને નિમક હલાલ દાસીયો ની ગરદન પર તરવાર ચલાવી વિમળા અને સરલા ને પોતાના કબજામાં લીધી. આ વખતે એક ભયંકર નાદની સાથે તે રૂમનાં એક ખુણામાંની જબરજસ્ત સિલા દુર ખસી ગઇ અને અંદરથી બે શસ્ત્રધારી વીર યોદ્ધાઓ કોમારીકાઓની મદદે આવી પહોંચ્યા.

પ્રિયવાંચક ! આ દુશ્મનો અને અચાનક ભુમીગ્રહમાંથી પ્રગટ થનાર ઉભય યોદ્ધાઓ એ કોણ છે? તે તો તું સારી રીતે જાણતો હઇશ છતાં પણ મારે કહેવું જોઇએ કે તે દુશ્મનો બીજું કોઇ નહિં પણ પુરાણી વાવ મધ્યેનાં સંકેત મુજબ રાજમહેલ તરફ રસ્તો લેનાર પ્રપંચી મંડળ સહિત વિજયસિંહ અને નિતીસિંહ નામનાં રાજકર્માચારીયો હતા; અને ભુમીગ્રહમાંથી પ્રગટ થનાર બંને યોદ્ધાઓ એ બીજા કોઇ નહિં પણ પ્રબળસિંહનાં અંગરક્ષકો કે જે પ્રબળસિંહ ને ભુતીયાવડ નજીક ખેતલીયા ની એક નાની દેરી મધ્યેની ગુફા પાસે રાખી પોતે તે ગુપ્ત માર્ગનો લાભ લઇ રાજ કોમારીકાઓ ને બચાવવા માટે આગળ વધ્યા હતા તેજ છે.

ઉભય શસ્ત્રધારી વીર યોદ્ધાઓ અને દ્વાદશ નર પિસાચો વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. ઉભય વિરોની છાતી સાહસથી ઉન્નત થએલી હતી; નેત્રો ઉજ્વળ થએલાં હતા; અને વિશાળ લલાટમાં વિરત્વતાનું સુભ ચિન્હ દ્રષ્ટિગોચર થઇ રહ્યું હતું. તેઓ પોતપોતાની તલવારો ને એવી તો કુશળતાથી ચલાવી રહ્યા હતા કે દુશ્મનોનું ભયંકર આક્રમણ હોવા છતાં પણ તે આક્રમણ તેઓનાં પર કોઇ પણ રીતે ફાવી શકયું નાહિં. પ્રબળ શક્તિવંત રાજ કોમારીકાઓ પણ પોતાની અભેદ તલવારો નો વાર દુશ્મનો પર પુર્ણ બહાદુરીથી ચલાવી રહી હતી. જોતજોતામાં આ બંને વીરોની બહાદુર સમશેર વડે દુશ્મનોનાં દસ માણસો તો ત્યાંજ શબદહન ભુમીનાં અલંકાર રૂપ બની ગયા. પોતાનાં પર અનેક શસ્ત્ર પ્રહારો થયા છતાં પણ બાકી-નાઓને હતાસ પમાડવા માટે તેઓ નિડરતા પુર્વક ઝુઝી રહ્યા હતા. પરંતુ અફસોસ; કારણ કે કુદરત વિરૂદ્ધ હોવાથી આખરે બાકીનાં બે દુશ્મનોનાં શસ્ત્ર પ્રહારથી તેઓનાં અમર આત્માઓ આ દુનીયાને છેલી સલામ કરી પરલોક પ્રવાસી બન્યા.

ચંડીકા સ્વરૂપ રાજ્કોમારીકાઓની પ્રબળ શક્તિનો પ્રચંદ વેગ હજી પણ મંદ પડયો નહોતો. પરાભવની અંતિમ સ્થિતીએ પહોંચ્યા છતાં પણ તેઓનું અતુલ શૌર્ય બળ ખરેખર અવર્ણનીય હતું. તેઓને જીવતી પકડવા માટે કોઇની પણ હીમત ચાલતી નહોતી; પરંતુ દુશ્મનો નું પરિબળ વિશેષ હોવાથી આખર તેઓ ફાવ્યા અને બિચારી નિરાધાર રાજકોમારીઓ ને પેલી પુરાણીવાવ મધ્યે ગુપ્ત ભુમીગ્રહમાં નાં 'વિલાસ' ભુવન નામે ગુપ્ત સ્થળમાં નિરૂપાયે સપડાવું પડયું.

વિજયસિંહ અને નિતીસિંહનું લક્ષબિંદુ પ્રથમથીજ સાજ્યસત્તા હસ્તગત્ કરવા તરફ હતું; અને તેથીજ પોતાની વક્તૃત્વ શક્તિ અને ખુશામતથી સત્યપ્રિય ને પોતાનાં વિશ્વાસમાં લીધો હતો. ધીમે ધીમે રાજ્ય નિયંત્રણાની મુખ્ય મુખ્ય લગામો તેણે હાથ કરી હતી. લશ્કરી બળ પણ પોતાનું કર્યું હતું અને ખાસ અગત્યની જગ્યાઓ પર પોતાનાં વિશ્વાસુ માણસોને તેણે નીમી દીધા હતા. મહારાજા સત્યપ્રિય નાં ખાસ વિશ્વાસુ અને નિમકહલાલ માણસો ને પણ તેઓએ અનેક યુક્તિ પ્રયુક્તિ વડે વશ કરી લીધા હતા. તેથી સર્વ કાર્યમાં સત્યપ્રિયને તેઓનો વિશ્વાસ રાખવાની ફરજ પડી હતી.

રાજકોમારીકાઓનાં હારણ બાદ આ બન્ને રાજકર્માચારીઓ ભુતાવળને લગતાં કત્રીમ ભયાનક વેશ ધારણ કરી કેટલાએક બળવાન સૈન્યકોની સાથે તેઓ સત્યપ્રિય નાં નિવાસ સ્થાન નજીક આવી પહોંચ્યા. સૈન્યકોને આસપાસ ગોઠવી દઇ પોતાના બન્ને અશ્વોને એક વિશ્વાસુ માણસનાં હાથમાં સોંપી તેઓ ચુપકીથી અંદર દાખલ થયા. બાદશાહી ઠાઠ માઠથી સજાવેલા આ વિશાળ ગૃહમાં મખમલની મૃદુ શયા પર લમણે હાથ દઈ અનેક પ્રકારની મનોવ્યથામાં ઘેરાએલો સત્યપ્રિય પોતાની દુર્દશાને લીધે નેત્રોમાંથી અશ્રુ વરસાવી રહ્યો હતો. તેનાં મુખચંદ્ર પર સંપુર્ણ શોકનો અવિર્ભાવ ઉભરાઈ રહ્યો હતો; ગુલાબી ગાલો ફીકા પડી ગયા હતા. તેજસ્વી નેત્રો એ તેજોહીન દશામાં ઉંડા ઉતરી જવાનું સ્વિકાર્યું હતું તેનાં હૃદય પ્રદેશમાં પુર્વની અને હાલની સ્થિતિનું દ્વંદ યુદ્ધ ચાલી રહ્યું; હતું. તે એક ઘેલાની માફક ચિતભ્રમ સ્થિતિમાં ચોમેર દ્રષ્ટિ ફેરવતો પાછાં નેત્રોને બંધ કરી છુપું રૂદન કરતો હતો અને તેનું બળવાન શરીર અત્યારે નિર્બળતા

નાં પાશ વડે બંધાઈ રહ્યું હતું. વિજયસિંહ અને નિતીસિંહની દ્રષ્ટિ મર્યાદા આ સર્વ દ્રષ્ય નું અવલોકન કરી રહી હતી સમયને ઓળખી સત્વર તેઓએ સત્યપ્રિયને મુસ્કેટાપ્ટ બાંધ્યો અને તેને બળાત્કારે પોતાના અશ્વ પર લઇ તેઓ સન્યકો સહિત ત્રણ ચાર માઇલ નાં આંતરે એક ભયંકર ઝાડીમાં નાં વિશાળ સરોવર નજીક આવી પહોંચ્યા. સમય ઘણોજ બારીક હતો અને પહો ફાટવાની તૈયારી થઇ ચુકી હતી.

પ્રિયવાંચક ! આપણે પણ હવે આપણો ઉભય સમાગમ પ્રાતઃ-કાળમાં લુપ્ત કરીશું. દ્વિતીય ભાગમાં પુનઃ આપણો મેળાપ થશે. અત્યારે તો દેવી ભાનુમતિ ને કાલીઘાટની ભયંકર ઝાડીમાં દુશ્મનોનાં પંજા નીચે રાખી, કુમાર પ્રબળસિંહ ને ભુતીયાવાડની નજીક ખેત-લીયાની નાની દેરીનાં એક ચોક મધ્યે સંહારક અને સહાયક સંજોગો વચ્ચે મુકી, વિમળા અને સરલા નામની રાજકોમારીકાઓ ને પુરાણી વાવની ગુપ્ત ભેદી ગુફામાંનાં વિલાસભુવન નામે ગુપ્ત સ્થળમાં રોકી, અને મહારાજા સત્યપ્રિયને શહેરથી દુર ત્રણ ચાર માઇલનાં આંતરે વિકાળ ઝાડીમાં ના એક વિશાળ સરોવર પાસે વિજયસિંહ અને નિતીસિંહ નામનાં રાજદ્રોહી નર પિસાચોનાં કબજામાં રાખી જગતની ક્ષણભંગુર ઘટનાઓ પર જરા તારા અંતર ચક્ષુઓને ઠેરવવા માટે વિરામ સ્થળ અંગીકાર કર.

समाप्त

# અગાઉથી આશ્રય આપનારાઓનાં મુબારક નામો.

## માંગરોળ બંદર.

૫૧ શે. સા. હીરાચંદ સુંદરજી હોઠા.
૫૧ ,, ,, કા. નેમચંદ હરખચંદ. હા. રવજીભાઇ
૫૧ ,, ,, કરશનદાસ અંદરજી.
૨૫ ,, ,, જેચંદ હરજીવન.
૫ ,, ,, પ્રેમજી નેમચંદ.
૫ ,, ,, મોતિચંદ કલ્યાણજી.
૩ રા. રા. કનકપ્રસાદ વિ. રવીશંકર ગણેશજી અંજારીઆ.
૨ શે. સા. વેલજી જાદવજી.
૨ ,, ,, મોતિચંદ શેશકણ.
૨ ,, ,, ખીમજી બાવાભાઇ.
૨ ,, ,, લક્ષમીચંદ અભેચંદ.
૧ ,, ,, હરખચંદ મોતિચંદ.
૧ ,, ,, ખુશાલ કચરા.
૧ ,, ,, નરોતમ દેવચંદ.
૧ ,, ,, હેમચંદ નેમચંદ.
૧ ,, ,, ગો. હરીલાલ રામજી.
૧ ,, ,, વલભજી અમરચંદ ગોટીઆભાઇ
૧ ,, ,, સોભાગચંદ ઝવેરચંદ.
૧ ,, ,, વરજીવન વલભજી.
૧ રા. રા. નરભેશંકર જટાશંકર.

## ભાણવડ.

૫૧ શે. સા. હરખચંદ કાળીદાસ.

## અમરેલી.

૪૦ શે. સા. કા. નરસીદાસ ભાણજી.
૫ ,, ,, ભગવાનજી કરશજી.
૨ શ્રી જૈન પુસ્તક ભંડાર.

## દીવ બંદર.

૩૧ શે. સા. હરખચંદ હરીચંદ.
૨ ,, ,, કપુરચંદ ધરમશી.

## માંડવીબંદર (કચ્છ)

૩૧ મર્હુમ શે. સા. દેવચંદ કરશનજીની વિધવા બાઇ પુરી

## કલીકટ બંદર.

૨૫ શે. સા. ઝવેરાજ હરખચંદ.

## ઝાલોર (મારવાડ)

૨૫ શ્રી જૈન પ્રબોધ મંડળ.

## પોરબંદર.

૧૦ શે. સા. મનમોહનદાસ કપુરચંદ.
૫ ,, ,, નારણદાસ દેવજી.

## ધોરાજી.

૧૦ શ્રીસર્વજ્ઞમહાવીર જૈન પુસ્તક ભંડાર હા. દફતરી વનીચંદ પોપટભાઇ.

મુંબઇ.

૩ શે. સા. હેમચંદ કલ્યાણજી.
૨ ,, ,, પ્રેમજી લધાભાઇ.
૧ ,, ,, જીવરાજ કમળશી.
૧ ,, ,, શાપુરજી પેસ્તનજી.
૧ ,, ,, છોટાલાલ કાળીદાસ.
૧ ,, ,, વછરાજ ત્રીભોવન.
૧ ,, ,, જગમોહન આણંદજી.
૧ ,, ,, વેરશી કાનજીભાઇ.

સીપો ( બરમા )

૫ શે. સા. ત્રીભોવન પરશોતમ.
૧ ,, , મોહનલાલ મેઘજી.
૧ ,, પ્રેમચંદ આંબાભાઈ.
૧ ,, ,, શીવલાલ રામાભાઇ.
૧ ,, ,, પરભુદાસ રતનજી.
૧ ,, ,, વી. એચ. પટેલ.
૧ ,, કાનજી જેઠાભાઇ.
૧ ,, ,, કરશનજી નારણજી.

કલકત્તા.

૨ શે. સા. મોતિચંદ દેવકરણનીકું.
૨ ,, ,, રામદાસ ત્રીભોવન.
૧ ,, ,, ખીમચંદ અંદરજી.
૧ ,, ,, ગોકળદાસ ખટાઉ.
૧ ,, ,, R. R. દેસાઇ.
૧ ,, ,, જે. દામોદર.
૧ ,, ,, રતીલાલ ભોવાન.
૧ ,, ,, પ્રાગજી મહારાજ.

વઢવાણ શહેર.

૨ શે. સા. વોરા નારણજી સુંદરજી.
૨ શ્રીજૈન ઉપાશ્રય પુસ્તક ભંડાર હા. શે. સા. ધનજી લલચંદ
૧ શે. સા. ઉજમશી કચરા.
૧ ,, ,, અમુલખ તલકશી.
૧ શે. સા. ભાયચંદ જુઠાભાઇ.

કેશોદ.

૧ શે. સા. ગોકળદાસ દેવજી.
૧ ,, ,, જીવણલાલ લખમીચંદ.
૧ ,, ,, ગુલાબચંદ વિરચંદ.
૧ ,, ,, મોતિચંદ કપુરચંદ.
૧ ,, ,, મોતિલાલ હરખચંદ

રાજકોટ.

૧ શે. સા. હરખચંદ બેચરભાઈ.
૧ ,, ,, જેઠાલાલ મોરારજી.
૧ ,, ,, ભાયદાસ બેચરભાઇદોશી

પાલણપુર.

૨ શ્રી સાધુમાર્ગી જૈન પુસ્તકાલય.
૧ શે.સા.જીવાભાઇ ઇશ્વરભાઇ.
૧ ,, ,, માણેકલાલ ધરમચંદ.

સડપદડ.

૧ શ્રી સ્થા૦ જૈન સ્થાનક.

૧ શે. સા. ખેતસી પ્રેમચંદ દોશી
૧ ,, ,, છગન તેજસી.

સુરત.

૨ શે. સા. ગુલાબચંદ કલ્યાણચંદ.
૧ ,, ,, હંસરાજ અમીચંદ.

વડીયા.

૧ દરબાર સા. બાલુભાઇ મોનજીભાઇ
૧ શે. સા. મુળજી મનજી પટેલ.
૨ રા. રા. ઠાકરશી મકનજી.

જુનાગઢ.

૨ શે. સા. ત્રીકમજી દેવચંદ.

જામનગર.

૨ ,, ,, જગજીવન ગોવિંદજીધારી.
૧ ,, ,, મોદી મન્નાસાલજી.
૧ શે. સા. દુલભજી ત્રીભોવન.

જેપુર.

૧ ,, ,, ગોરધન ગોપાળજી.

વડાળી.

૧ ,, ,, કલ્યાણજી ખેતસી. એડન.
૧ ,, બાલાભાઇ કાળીદાસ વિરમગામ
૧ ,, રેવાશંકર ઝુઝાભાઇ મોરબી.
૧ ,, શીવલાલ જાદવજી પાલેજ.
૧ ,, ,, ઘેલાભાઇ ત્રિભોવન. ભાડુકા.
૧ ,, ,, જેઠાલાલ મગનલાલ. સાયલા
૧ ,, ,, પંડીત.
૧ રા. રા. પંડીત વ્રજેશંકર શર્મા.